# શરીરનાં ચિન્હથી જીન્દગીનો હેવાલ*

એ ગ્રંથ

સામદ્રિક ગ્રંથ તથા શુકનાવળી.

---

મહારાષ્ટ્ર ભાષામાંથી ગુજરાતીમાં તરજુમો કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર


दलपतराम हरजीवनदास पारेख.


---


अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિં૦ અને જ૦ એ૦ કંપની 'લિમિટેડ'ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૮૨——સંવત ૧૯૩૮.




કીંમત ૪ આના.

# શરીરનાં ચિન્હથી જીન્દગીનો હેવાલ.*

એ ગ્રંથ

## સામુદ્રિક ગ્રંથ તથા શુકનાવળી.

---

મહારાષ્ટ્ર ભાષામાંથી ગુજરાતીમાં તરજુમો કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર

**दलपतराम हरजीवनदास पारेख.**



**अमदावादमां**

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિં॰ અને જ॰ એ॰ કંપની

'લિમિટેડ'ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

---

સને ૧૮૮૨——સંવત ૧૯૩૮.

---

# પ્રસ્તાવના.

આ ગ્રંથ જોએથી આખી જીંદગાનીનો હેવાલ માલમ પડશે, એટલુંજ નહીં પણ આવરદા સમજવાનું જ્ઞાન થશે. તે ઉપરથી આ માણસ કેટલાં વર્ષ જીવશે તે કહી અપાય. અથવા જે વર્ષથી દુઃખ પડવાનું તે કહી શકાય, કેટલાં સંતાન થવાનાં તે માલમ પડે. કેટલી સ્ત્રીઓ સાથે સમાગમ થવાનો તે માલમ પડે. રાજ ચીન્હ એટલે રાજા થવાનું, પ્રજા થવાનું, ધનવાન થવાનું, વિદ્વાન થવાનું, મુર્ખ થવાનું, સાધુ થવાનું, ચોર થવાનું, સુખી, દુઃખી, પાપી પુન્યવાન વગેરે જે થવાનું તે સર્વે હકીકત ચીન્હ ઉપરથી માલમ પડે તેને વાસ્તે નાના પ્રકારના તમામ ચીન્હનો જે હેવાલ જોઇયે તે સર્વે કોઇની જાણને માટે ઘણીજ મહેનતથી સંગ્રહ કર્યોછે. તે સર્વે કોઇને ઉપયોગી છે એટલુંજ નહીં પણ ઉપર પ્રમાણે જ્ઞાન થશે, માટે પ્રગટ કરવાને દુરસ્ત ધાર્યું છે.

## हाथनो पंजो.



# સામુદ્રિક ગ્રંથ.



બ્રહ્માજીએ શ્રીહરી ભગવાનને પ્રશ્ન પુછ્યો કે હે પ્રભુ, પુરૂષનાં લક્ષણ અને સ્ત્રીનાં લક્ષણ વિસ્તાર વડે કૃપા કરી મને કહે." એ લક્ષણ અથવા ચીન્હ જાણવાથી મનુષ્યની જે સારી નરસી જીંદગાની જવાની તે મને માલમ પડી આવે, એવું બ્રહ્માજીનું વાક્ય સાંભળી શ્રીભગવાને ઉત્તર દીધો કે એ વર્તાંત એછે કે કૈલાશના ઉપર શ્રીપારવતીજી દેવી શ્રી માહાદેવજીને એક સમયમાં પ્રશ્ન કરીને પુછેછે કે હે પ્રભુ તમે મને નાના પ્રકારની ઘણીજ વાતો સંભળાવી પરંતુ મારા ઉપર કૃપા કરી સ્ત્રી, પુરૂષનાં ચીન્હ મને કહો, કે સંપુર્ણ પ્રાણીઓના સુભ અસુભનું જ્ઞાન થાય, ત્યારે શિવજી પારવતી દેવીજીને કેહેછે કે હે પારવતીજી તમે મને જે પ્રશ્ન પુછ્યું તે ઘણી સમજણનું પુછ્યું છે, તે પ્રશ્નનો ઉત્તર સામુદ્રીક શાસ્ત્રમાં શ્રીભગવાને બ્રહ્મા પ્રત્યે કહ્યો છે.

તે પ્રમાણે માહાદેવજીયે કૈલાશ પર્વત ઉપર કલ્પવૃક્ષની નીચે બેશી શ્રીપારવતીને કહો કે, પ્રથમ હાથના ચીન્હના પ્રકાર અમે કહીયે તે સુણો, પુરૂષના બન્ને હાથમાં સુભ અસુભને દેખાડનારી રેખાની પરીક્ષા જોવાથી આખી જીંદગીનું સુભ અસુભનું જ્ઞાન થાયછે. સ્ત્રીના ડાબા હાથમાં સર્વે રેખાઓમાં સુભ, અશુભ, સુખ, દુઃખ, આવરદા, મરણ વીગેરેનો હેવાલ જોવાથી માલમ પડેછે તે શીવાય બીજુ કેટલુંક માલમ પડશે તે આ ગ્રંથની અગ્રે લખવામાં આવ્યુંછે તેમાં પેહેલુ વર્ણન સંપુર્ણ મનુષ્યના સુભ અસુભ કે હાથના ચીન્હનું કરૂંછું.

## श्लोक.

अथात:सप्रवक्ष्यामि,हस्तरेखाविचारणं;
दक्षिणेपुरूषंज्ञेयं,वामेवामाकरंशुभम्. ॥ १ ॥

અર્થ.—હવે પ્રથમ અમે હસ્ત રેખાનો વિચાર કહીયેછીયે તે સાંભળો, પુરૂષનાં લક્ષણ જેઉ હાથમાં જોવાથી માલમ પડશે, ડાબા હાથમાં સ્ત્રીનાં લક્ષણ માલમ પડશે, હાથની રેખામાં સંપૂર્ણ મનુષ્યના જન્મ માત્રનો સુભ અસુભનો હેવાલ બ્રહ્માજીએ લખ્યો છે તે પ્રમાણે થશે; એવું તમને અવશ્ય માલમ પડશે, માટે હે પાર્વતીજી એ અમો સત્ય કહીયેછિયે કે, જેમ કોઈ મોટા રાજાએ પોતાની પ્રજાને તેમના હીત અથવા અનહીત વીશેનો પરવાનો લખી આપ્યો હોય તે પ્રમાણે પ્રજા સુખ અથવા દુઃખ ભોગવે તેમ પરમેશ્વરની આજ્ઞાથી પ્રાણી માત્રના હાથમાં બ્રહ્માજીએ રેખા મધ્યે સુભ અસુભ ફળોનો દેખાવ લખ્યો છે તે સાંભળો. ॥ ૧ ॥

## श्लोक.

शिवोक्तंतंत्रसामुद्रं, कररेखाशुभाशुभम् ॥
यस्यविज्ञानमात्रेण, पुरूषोनाहिशोचति ॥२॥

અર્થ—શ્રી માહાદેવજી કહે છે કે તંત્ર સામુદ્રિક શાસ્ત્રમાં હાથની રેખામાં સુભ, અસુભ, સુખ, દુઃખ, વીગરેના હેવાલ લખ્યા છે,તે હસ્તરેખા જોવાથી સુખ દુઃખનું જ્ઞાન થાયછે.ને તે પુરૂષ જ્ઞાનવાન થઇને શોકનો ત્યાગ કરીને સુખી થાયછે.૨

## श्लोक.

यस्यमीनसमारेखा, कर्मसिद्धिश्चजायते ॥

धनाढ्यस्तुसविज्ञेयो, बहुपुत्रोनसंशयः ॥३॥

અર્થ—જેના હાથ મધ્યે પુહુંચાની વચ્ચે માંછલીના આકાર જેવી રેખા હોય તે રેખા વાળો પ્રાણી સંસારમાં જે જે વ્યાપારો કરશે તે સર્વેમાં તેને પ્રાપ્તી (નફો) થશે, ધનવાન થશે, બહુ પુત્રવાન થશે, સુખી થશે, અને સંસારમાં મ્હોટું માન્ય પામીને જીવન પર્યંત નાહાના પ્રકારનાં સુખ ભોગવશે તેમાં સંદેહ નહીં જાણવો, અવશ્ય કરીને મીન (માંછલાજેવું) ચીન્હ વાળો પુરૂષ સુખી થાયછેજ માટે આ વૃતાંત જાણવા યોગ્ય શીદ્ધછે. ॥ ૩ ॥

## श्लोक.

तुलाग्रामंतथावज्रं, करमध्येचदृश्यते ॥

तस्यवाणिज्यसिद्धिः, स्यात्पुरुषस्यनसंशयः॥४॥

અર્થ—જે પ્રાણીના હાથની મધ્યરેખાની વચમાં ત્રાજુવાં જેવું ચીન્હ ડાંડી સહીત હોય અથવા ગ્રામ (શેહેર) ની માફક ચાર ખુણનું ચીન્હ સ્પષ્ટ હોય અથવા આયુધ (હથીયાર)ના જેવું ચીન્હ હોયઅને એ ત્રણે ચિન્હ એક હાથમાં હોય અથવા કોઈ રેખા મધ્યે હોય તો તે ત્રણે ચિન્હ વાળો પ્રાણી જે જે વેપારનું કામ કરશે તેમાં તેને પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તી થશે અને જીવે ત્યાંહાં સુધી સુખ ભોગ અને આનંદમાં રેહેશે. ॥ ૪ ॥

## श्लोक.

पद्मचापादिखड्गंच, अष्टकोणादिदृश्यते ॥
स्त्रियश्चपुरुषश्चापि, धनवान्ससुखीनरः ॥५॥

અર્થ—જે પ્રાણીના હાથમાં કમળના જેવું ચિન્હ હોય અથવા ધનુંષ્ય (કામઠા) જેવું ચિન્હ હોય અથવા તરવારના જેવું ચિન્હ હોય અથવા અષ્ટકોણ (આઠ ખુણા) જેવું ચિન્હ હોય તો તે ધનવાન થાય; કદાપી સ્ત્રીના હાથમાં કમળ જેવું ચિન્હ હોય તો તે રાજાની રાણી થાય, ને પુરૂષના હાથમાં ધનુષ્યનું ચિન્હ હોય તો ઘણો બળવાન યોધો થાય ને અષ્ટકોણ (આઠ ખુણા) જેવું ચિન્હ હોય તો તે પ્રજા પાળનાર રાજા થાય અને સર્વે પ્રકારે સુખી થાય. ॥ ૫ ॥

## श्लोक.

शंखचक्रध्वजाकारो, मत्स्याकारश्चदृश्यतं ॥
सर्व्वविद्याप्रदानेन, बुद्धिमानससुखीनरः ॥६॥

અર્થ—જેના હાથમાં ચક્ર (પઈડા) જેવું ગોળ ચિન્હ હોય તો તે પંડીત શાસ્ત્રી થવાનું લક્ષણછે. કદી શંખ જેવું ચિન્હ હાથ મધ્યે હોય તો તે વિદ્વાન શાસ્ત્રજ્ઞ થાય અથવા ધજા જેવું ચિન્હ હોય તો વેદ વેદાંત જાણનાર થાય, કદી હાથ મધ્યે મત્સ્ય (માંછલુ) નું ચીન્હ સ્પષ્ટ હોય તો વેપાર વિદ્યામાં ઘણો હુંશિયાર થાય. કદી એ સંપુર્ણ ચિન્હ હાથમાં હોય તો ષટ શાસ્ત્ર ચાર વેદ અઢાર પુરાણ જાણનાર માહા વિદ્વાન થાય અને જીવતાં સુધી આખી જીંદગાની ઘણા માન સહીત

ગુજરે. ॥ ૬ ॥

## श्लोक.

त्रिशुलंकरमध्येतु, नेनराजाप्रवर्तते ॥

यज्ञधर्मेचदानेच, देवाद्विजप्रपुजने ॥७॥

અર્થ—કોઈ પુરૂષ અથવા સ્ત્રીના હાથ મધ્યે ત્રીશુળ જેવું ચિન્હ હોય તો તે રાજા થવાનું લક્ષણ છે. સુધ્ધ બરાબર ત્રીશુળ હોય તો જરૂર રાજા થાય; કદી ત્રીશુળમાં કાંઈ સંદેહ હોય ને શુધ્ધ બરાબર માલમ ન પડે તો રાજાના આશ્રય નિચે રહીને રાજ પદવીનું સુખ ભોગવે. રાજા થઈને અથવા રાજાના હાથ નીચે કારભારી થઈને નાના પ્રકારના જસ કરે; ધર્માત્મા, દાતા, ઉપકારી થાય; દાન કરે, ગઉબ્રાહ્મણ, દેવતા, માત, પીતા, ગુરૂ, વીગેરેની શેવા ચાકરી કરે. સ્ત્રી પણ ધનવાન, ગુણવાન, ધર્મશીલ, અને સુખી પણ થાય, જેના હાથમાં ત્રીશુળ હોય છે, તેની આબરૂ દુનિયામાં પ્રસિદ્ધ હોય છે. ॥ ૭ ॥

## श्लोक.

शक्तितोमरबाणैश्च, करमेद्यसुदृश्यते ॥

रथचक्रध्वजाकारो, सराज्यंलभतेनरः ॥८॥

અર્થ—કોઈ સ્ત્રી અથવા પુરૂષના હાથ મધ્ધે કોઈ ઠેકાણે બરછીના ભાલા જેવું ચિન્હ હોય, અથવા તરવારના જેવું ચીન્હ હોય, અથવા વ્હાણના જેવું ચીન્હ હોય તો, તે ત્રણે ચીન્હોના પ્રતાપથી રાજપદવી મળે, કદી એક ચીન્હ હોયતો

રાજાનો કારભાર મળે અને બે ચીન્હ હોયતો ન્હાનું રાજ મળે, અને જીવે ત્યાંસુધી ઘણા આનંદમાં ધનવાન, જ્ઞાનવાન, ગુણવાન. થઈને મોટું સુખ પામે. ॥ ૮ ॥

## श्लोक.

अकुंशंकुडलंचक्रं, यस्यपाणितलेभवेत् ॥ —
तस्यराज्यंमहाश्रेष्ठं, सामुद्रवचनंयथा ॥९॥

**અર્થ**—કોઇ પુરૂષના હાથમાં અંકુશના જેવું ચીન્હ હોય અથવા કુંડળના જેવું ચીન્હ હોય, અથવા ચક્ર ( પઇડાં ) જેવું ચીન્હ હોયતો, તે ત્રણે ચીન્હ વાળો પ્રાણી ચક્રવર્તી રાજા થાય, કદી એક ચીન્હ હોયતો થોડુંરાજ સુખ ભોગવે, અને બે ચીન્હ હોયતો તે કરતાં વધારે રાજ, ધન, સુખ, વીગરે ભોગવે. ક્ષીર સમુદ્રવાશી નારાયણનું વચનછે કે એમાં કાંઈ સંદેહ ન જાણવો. એ ત્રણે ચીન્હ હોવાથી અવસ્ય ચક્રવર્તી ભુપાળ નામ થઇને આખી દુનીયાનું રાજ ભોગવનાર અને પાળણ પોષણ કરનાર થઈ જગતમાં પ્રશીદ્ધ થાય. ॥ ૯ ॥

## श्लोक.

गिरिकंकणयोनीनां, नरमुंडघटादिकं ॥
करेवैद्यस्यचिन्हानी, राजमंत्रिभवेन्नरः ॥१०॥

**અર્થ**—જેના હાથમાં ગીરીનામ પર્વતના જેવું ચિન્હ હોય, અથવા યોનીનું ચીન્હ હોય, અથવા આદમીના મોઢાના જેવું ચીન્હ હોય, અથવા કળસના જેવું ચીન્હ હોય તો, રાજાનો વડો પ્રધાન થાય, એ ત્રણે ચીન્હથી રાજમંત્રી થાયછે તે અ-

વશ્ય જાણવું. ॥ ૧૦॥

## श्लोक.

सूर्य्यचंद्रलतानेत्रं, अष्टकोणत्रिकोणकं ॥

मंदिरंगजअस्वानां, चिन्हेधानिसुखीनरः ॥११॥

**અર્થ.**—જે માણસના હાથ મધ્યે સુર્યના જેવું ચિન્હ હોય, અથવા ચંદ્રમાના જેવું ચિન્હ હોય, અથવા ઝાડની ડાળના જેવું ચિન્હ હોય, અથવા નેત્ર (આંખ્ય) ના જેવું ચિન્હ હોય, અવા અષ્ટકોણ (આઠ ખુણા) ના જેવું ચિન્હ હોય, અથવા હાથ મધ્યે ત્રીકોણના જેવું ચિન્હ હોય, અથવા મંદીર (ઘર) ના જેવું ચિન્હ હોય, અથવા હાથીના જેવું ચિન્હ હોય; તો તે ધણીને ઘેર હાથીની સાહેબી હોય, અથવા ઘોડાનું ચિન્હ હોય તો ઘોડાની સાહેબી હોય, અને એ સંપુર્ણ ચિન્હ હોવાથી મોટો દ્રવ્યવાન પૃથ્વી પાળણ રાજા થઈ જીવે ત્યાંહાં સુધી સુખ ભોગવે. ॥ ૧૧ ॥

## श्लोक.

अंगुष्टोदरमध्यस्थो, यवोयस्यविराजते ॥

उत्पन्नभवभोगीस्यात्, सनरःसुखमेधते ॥१२॥

**અર્થ**—કોઈ માણસના હાથના અંગુઠા ઉપર મધ્ય રેખાની વચમાં કદી જવના જેવું ચિન્હ હોય તો, તે માણસ સંસારમાં વીદ્વાન, ધનવાન, ગુણવાન, જ્ઞાનવાન, બુદ્ધિવાન, વીગેરે થઈને જીવે ત્યાંહાં સુધી સદા સુખ ભોગવ્યાં કરે; એમાં કાંઈ સંદેહ ન જાણવો. ॥ ૧૨ ॥

## श्लोक.

मध्यमातर्जनीमूले, यवोस्यचदृश्यते ॥
धनवान्सुखभोगीस्यात्, पुत्रदारागृहादिषु ॥१३॥

અર્થ—જે માણસના હાથની વચલી આંગળીના મુળમાં નીચેની રેખા મધ્યે જવના આકાર જેવું ચિન્હ સ્પષ્ટ હોય તો, તે દ્રવ્યવાન થઈ સુખ ભોગવે, અથવા અંગુઠાની જોડની આંગળીના મુળ તળે રેખાની વચમાં જવના જેવું ચિન્હ સ્પષ્ટ હોય તો, તે દ્રવ્યવાન ગુણવાવાન થઇ સુખ પામે; ને દુનિયામાં આબરૂનો વધારો થાય પુત્ર ઘણા થાય; તથા ઘણી સુંદર સ્ત્રી સાથે પરણી મોટો ભાગ્યવાન થઈ જીવે ત્યાંહાં સુધી આનંદમાં રેહે; એમાં જરાએ સંદેહ જાણવો નહી. અને એ વાત દુનિયામાં સાચી માલમ પડેછે તે કોઈ ગુર્ગુાજન માણસને પુછેથી ખાતરી થશે. ॥૧૩॥

## श्लोक.

अनामिकापुर्वमूले, कनिष्टादिक्रमेणतत् ॥
आयुर्षंदशवर्षाणी, सामुद्रवचनंयथा ॥१४॥

અર્થ—કોઈ માણસના હાથ મધ્યે ટચલી આંગળીના થડમાંથી પુંચા તરફ એક આંગળને છેટેથી એક રેખા ચાલી, તે અંગુઠાની જોડની આંગળીને મળેછે, ને પછી તે રેખા વચમાંથી તુટી ગઈ હોય અથવા નીચે તરફ ઝોલો ખાધો હોય તો, પાણીમાં ડુબવું પડે (જળઘાત થાય) અથવા આયુષ્ય રેખા વચમાંથી ઉંચી ચઢી નીચે ઝોલો ખાધો હોય તો, ઝાડ

ઉપરથી અથવા કોટ ઉપરથી એટલે ઉંચેથી નીચે પડવાનું થાય. એ વાક્ય ક્ષીર સમુદ્રવાશી જે ભગવાન તેમણે બ્રહ્મા- જીને કહ્યુંછે તે સત્ય માનવું. કઠી ઉપર કહેલી આયુષ્ય રેખા આખી અર્ણાંધે સુક્ષ લાલ રંગની ટચલી આંગળીના થડમાંથી ચાલી અંગુઠાની જોડનીઆંગળીને મળેતો, તે રેખાવાળા મા- ણસનો આવરદા ૧૨૦ વરસનો હોય. ૧૪

## श्लोक.

अंगुष्टस्याऽपूर्डरेखा,वर्त्ततेनृपतेशुभा ॥

सेनापतिधनेशस्य, मध्यमायुर्नरोभवेत् ॥१५॥

અર્થ— જે માણસના હાથના અંગુઠા ઉપર ઉર્ધ નામ આકાશના જેવું ચીન્હ હોય તો, જાણવું કે એ ચીન્હ વડા ઉ- ત્તમ રાજા રાજાઓનુંછે. એ ચીન્હવાળો પ્રાણી મોટો છત્રપતી રાજા થાય, મોટી ફોજનો માલીક થાય, અને એ રાજાની સાહેબીમાં ડંકા, નીશાન, ધજા, પતાકા, અને અનેક જોદ્ધા તેની ચાકરીમાં રેહે. એ રાજા ધનભોગ કરી વડો એશઆ- રામ કરશે; અને આ દુનિયામાં ૫૫-૬૦ વર્ષ સુધી જીવી મનુષ્યના સંપુર્ણ ભોગ ભોગવી ક્ષેમ તીર્થ જગામાં દેહ ત્યાગ કરશે. ॥ ૧૫ ॥

## श्लोक.

तर्ज्जनीमूलपर्यंत, मुर्द्दरेखाप्रदृश्यते ॥

राजदुतोभवेत्तस्य, धर्मनाशोपजायत्ते ॥१६॥

અર્થ—કોઈ માણસના અંગુઠાની જોડની આંગળીના જડ

મુળમાં ઉર્ધ રેખા હોય તો, તે સ્ત્રીથી રાજાનો દુત થાય, સીપાઈ થઈને હાથમાં ખડગ ધારણ કરી રાજ દરબારની વાતો સાંભળી લાવનારનો અધીકાર પામે; અને જીવે ત્યાંહાં સુધી આબરૂ સહીત નોકરી કરી નાના પ્રકારના વૈભવ કરી દેહનો ત્યાગ કરે. ॥ ૧૬ ॥

## श्लोक.

मध्यमामूलपर्यन्त, मूर्द्धरेखाचदृश्यते ॥

पुत्रपौत्रादिसंपन्नो, धनवानससुखीनरः ॥१७॥

અર્થ—જે માણસના હાથમાં ઉર્ધ રેખા વચલી આંગળીના જડ મુળ તળે પ્રતક્ષ જણાતી હોયતો, તે માણસ પોતાના સહકુટુંબમાં સર્વ કરતાં ભાગ્યવાન થાય, બહુ પુત્રવાન થાય, ધનવાન થાય, ઘણી સુંદર સ્ત્રી સાથે જન્મ પર્યન્ત રેહે, કુટુંબમાં કોઈ દીવસ કળેશ ન થાય, નાના પ્રકારના સુખ વૈભોગ ભોગવે, લોકમાં ઘણો સુજસ મેળવે; અને જીવે ત્યાંહાં સુધી આનંદમાં રેહે. ॥ ૧૭ ॥

## श्लोक.

अनामिकायामुर्द्धरेखा, व्यावसोयधनागमः

सुखदुःखेनजीवेत, पुत्रपौत्रगृहादिषु ॥१८॥

અર્થ—જે માણસના હાથમાં પોહોંચાના થડમાંથી એક રેખા નીકળી ટચલી આંગળીની જોડની આંગળીના મુળને સાંધેતો, તે મેહેનત અથવા વેપાર કરી થોડું દ્રવ્ય સંગ્રહ કરે. સરીરમાં કદી સુખતો કદી દુઃખ એવી રીતે જન્મારો જાય,

એવી રેખાવાળો માણસ ઘણું દ્રવ્ય સંગ્રહ નહીં કરી સકે અથવા છેક દરીદ્રી પણ નહીં થાય; પરંતુ સાધારણ લોકમાં જીવે ત્યાંહાં સુધી પોતાનો નીર્વાહ ચલાવે. ॥ ૧૮ ॥

## श्लोक.

यस्यपाण्युर्द्ध्वरेखास्यात्, कनिष्टामूलसंस्थिता ॥
तेनराःपरदेशेषु, शतमायुर्लभंतिते ॥१९॥

અર્થ—જે માણસના હાથની ટચલી આંગળીના મુળ તળે ઉર્ધ્વ રેખા પ્રત્યક્ષ હોય તો, તે માણસનો આવરદા ૧૦૦) વરસનો હોય, અને પરદેશમાં રેહેવું પડે. ॥ ૧૯ ॥

## श्लोक.

दिक्षादानंयथाधर्म्म, पदवीसुखमेवच ॥
विद्यामानोपमानंच, अंगुल्यामूलसंस्थिता ॥२०।

અર્થ—જે માણસની હાથની ટચલી આંગળીના થડમાં જેટલા આંકા (કાપા) હોયતો, તેનું ફળ નીચે મુજબ ભોગવે.

એક રેખાથી યજ્ઞ કર્તા થાય. બે રેખાથી દાતાર પરોપકારી થાય, ત્રણ રેખાથી જ્ઞાનવાન પુજનીક થાય, ચાર રેખાથી વડો એશ આરામ રાજ સુખ ભોગવે. પાંચ રેખાથી વડો વિદ્વાન, જ્ઞાનવાન અને લાયક માણસ થાય. છ રેખાથી ચોધરીનો અધિકાર પામે; અને સભામાં માન મળે. સાત રેખાથી દરીદ્ર, દ્રવ્યહીણ તથા લોકમાં અપમાન બહુ પામે. એવી રીતે શ્રી નારાયણ બ્રહ્માજીને કહેછે કે ટચલી આંગળીના મુળમાં સંપુર્ણ પ્રાણીઓના જન્મ માત્રનું સુખ, દુઃખ, ભોગ,

વૈભવ, જ્ઞાન, અને અજ્ઞાન એ વીગરે સર્વે લક્ષણ રેખાઓ-
થી માલમ પડેછે; અને તેજ બ્રહ્માજીએ માણસોના હાથ-
માં લખો દીધું છે. ॥ ૨૦ ॥

## શ્લોક.

कनिष्टामुलसंयुक्ता, त्रिरेखायस्यदृश्यते ॥

एकंयुग्मंत्रिकंपंच, चतुर्थंत्राणसंयुतम् २१

અર્થ—જે માણસના હાથની ટચલી આંગળીના મુળ તળે
ત્રણ રેખાઓ હોય તો, તે અર્થ, ધર્મ, કામ, એ ત્રણ પદાર્થ
ભોગવવાનું ચિન્હ છે. કદાપી એક રેખા હોય તો, ધનવાન
થાય, બે રેખાઓ હોય તો, ધર્માત્મા થાય; ત્રણ રેખા હોય
તો, વ્યભીચારી થાય; ચાર રેખા હોયતો, ઘણી સ્ત્રીઓ પરણે
પાંચ રેખા હોયતો, જ્ઞાનવાન, બુદ્ધિવાન તથા આબરૂદાર થ-
વાનું ચિન્હછે. કદી સ્ત્રીના ડાબા હાથની ટચલી આંગળીના
થડમાં રેખા હોયતો, તે સ્ત્રી ઘણા પુરૂષો સાથે સંભોગ કરે.૨૧

## શ્લોક.

आयुर्व्वल्लभवेद्रेखा, तर्ज्जनीमुलसंस्थता ॥

शतवर्षभवेदायुः, सुखमृत्युर्न्नसंशयः ॥२२॥

અર્થ—આ સંસારમાં માણસ માત્રમાં ટચલી આંગળીના
મુળ તળે જે જે રેખાઓનાં ચિન્હ હોય, તે ચિન્હથી આ-
યુષ્ય, સુખ, દુઃખ, જનમ મરણ વગેરે માલમ પડેછે. જે
માણસના હાથની ટચલી આંગળીના થડમાંથી રેખા નીકળી
અંગુષ્ટાની જોડની આંગળીને જઈ મળેતો, તે માણસનો

આવરદા ૧૦૦) વરસનો હોય. કદી વચલી આંગળીના મુળને મળેતો ૭૫ વરસનો આવરદા હોય. ॥ ૨૨ ॥

## श्लोक.

मध्यमामुलपर्य्यंत, मायुरेखाचदृश्यते ॥
चतुर्दशचतुर्विंश, आयुर्ब्बलविनाशनं ॥२३॥

અર્થ—જે માણસના હાથની ટચલી આંગળીના થડમાંથી રેખા નીકળી વચલી આંગળીને મળે નહીં, ને વચલી આંગળીથી એક આંગળીને છેટે હથેળી તરફ રેહેતો, તે માણસનો આવરદા ૩૮ વરસનો હોય; એમાં જરાએ સંદેહ નહીં. ૨૩

## श्लोक.

आयुर्व्वलंभवेद्रेखा, अनामिकामुलसंस्थिता ॥
त्रिंदशंचात्रिषष्टींच, आयुर्वलाविनाशनम् ॥२४॥

અર્થ—જે માણસના હાથની ટચલી આંગળીની જોડની આંગળીના મુળ નીચેથી, એક જવના જેટલી રેખા હથેળી તરફ ઉતરતી હોયતો. તે માણસનો આવરદા ૩૦ વરસનો હોય; ને જે જવ જેટલો હોયતો, ૬૩ વરસના હોય, તે નીચે જાણવું. ॥ ૨૪ ॥

## श्लोक.

आयुर्हानियथास्वरुपं, लघुदीर्घंचदृश्यते ॥
तेनराःसुखदुःखेन, चाल्पमृत्मुर्नसंशयः ॥२५॥

અર્થ—જે માણસના હાથમાં અલ્પ (નાની) રેખા હોય

તો જાણવું કે એ માણસનો આવરદા ટુંકોછે, અને તેથી જરા મોટી હોયતો તે પ્રમાણે તેનો વધારે આવરદા હોય, અને તે રેખા સ્યામવર્ણ (કાળી) હોયતો એમ સમજવું કે થોડા વર્ષ સુખમાં, ને થોડા વર્ષ દુઃખમાં એવી રીતે થોડી જીંદગાની ટુંકી મુદતમાં પાર પડી જાય. ॥ ૨૫ ॥

## श्लोक.

करमध्येस्थितारेखा, पितुर्वंशसमुद्भवः

पुर्णरेखापितुर्वंशोद्भ, रेखापरवंसकः ॥२६॥

અર્થ—હાથ મધ્યેની બે રેખાઓમાં એવી સમજણ છે કે, અંગુઠો તથા તેની જોડની આંગળી એ બન્નેની વચમાંથી બે મોટી રેખાઓ નીકળીને પુંચા તરફ આવેછે; તેમાં એક હથેળીની વચમાં થઈ આવેછે, ને બીજી અંગુઠા તરફ થઇ આવેછે; તેમાં જે રેખા હથેળીની વચમાં થઇને આવે છે, તે રેખા જો જ્યાંથી નીકળી ત્યાંથી તે, જે ઠેકાણે પુંચાની વચોવચ મળેછે; ત્યાંહાં સુધી આખી અણી સુધ હોય, ને વચમાં ટુટક ન પડી હોયતો જાણવું કે તે માણસ પોતાના બાપના વિર્યથી ઉત્પન્ન થયોછે; ને ટુટક પડી હોય, અથવા અંદર બીજી રેખાઓ આવીને મળી હોયતો, જાણવું કે પારકા વિર્યથી ઉત્પન્ન થયેલો છે. એ બે રેખાઓની વચમાં બે આડી લીટીઓ એક બીજીને સાંધતીહોયતો, એમ જાણવું કે માબાપમાં સંપ નહીં હોય, ને સદા કળેશ રેહેતો હશે. હાથમાં મોટી ત્રણ રેખાઓ હોય છે, તેમાંની વચલી રેખા એ પીતાની રેખા તે હથેળીની વચ્ચે નાની હોય તો એમ

જાણવું કે, પીતાનો આવરદા ટુંકોછે. ને મોટી લાલ રંગની હોય તો, જાણવું કે પીતાનો આવરદા લાંબો છે. હાથની મોટી ત્રણ રેખાઓમાં છેલ્લી રેખા અંગુઠાના તરફની જો નાની હોય તો, જાણવું કે માનો આવરદા થોડો છે; ને મોટી હોય તો વધતો છે એ માત પીતાની બંન્ને રેખાઓની વચમાં ત્રીશુળ હોય તો, જાણવું કે માત પીતા સ્વર્ગવાસી દેવતા થઈ, દેવલોકમાં જઈને, બંન્ને જણ સાથે સ્વર્ગવાસ કરશે એવું નીશ્ચે જાણવું. ॥ ૨૬ ॥

## श्लोक.

मातृरेखाकरेच्चैव, ऐकैकंयुग्यमेवच ॥
ऐकैकंपुन्यमादाय, युग्यरेखाचदृश्यते ॥२७॥

અર્થ—જે માણસના હાથમાં માતાની અને પીતાની બંન્ને રેખાઓ જુદી જુદી હોયછે. માતાની રેખા અંગુઠો અને તેની જોડની આંગળીની વચેથી નીકળી અંગુઠા તરફ થઈ પોંહોંચાને સાંધે છે; ને પીતાની રેખા ઉપર લખેલ ઠેકાણેથી નીકળી હથેળીના વચ્ચે થઈ આયુષ્ય રેખાની નીચે પોહોચાને મળેછે તો; તે રેખા માતાનો અંસ રજ માત્ર, પીતાનો અંસ વીર્ય માત્ર, એ બંન્ને રજ વીર્યને લીધે પ્રાણી માત્ર સંસારમાં દેહ ધારણ કરેછે; તેની માત પીતાની બંન્ને રેખાઓ હાથમાં પ્રગટ હોય છે. ॥ ૨૭ ॥

## श्लोक.

बहुरेखाभवेत्क्लेशं, स्वल्पमिर्द्धनहीनता ॥
रेखायांचामनंसौख्यं, सामुद्रमचनंयथा ॥२८॥

અર્થ—જે માણસના હાથમાં માત પીતાની રેખાઓની વચમાં ઘણી નાની નાની રેખાઓ હોય તો, તે નીર્ધન થવાનું લક્ષણ છે. અને શરીરમાં નાના પ્રકારની બ્યાધી ઉત્પન્ન થાય. કદી માત પીતાની રેખાઓની વચમાં ઝીણી સુન્યો જેવી રેખાઓ હોય તો, જાણવું કે દરીદ્રી થવાનું લક્ષણ છે; ને કોઇ માણસને માત પીતાઓની રેખાઓની વચમાં જાડી જાડી રેખાઓ હોય, ત્રીકોણ અથવા અષ્ટકોણ અથવા ચક્ર અથવા ત્રીશુળ વીગરે ચિન્હ હોયતો, ઘણો આબરૂદાર, બુધ્ધી વાન અને સુખી થાય; એવું ક્ષીર સમુદ્રવાશી ભગવાન શ્રી બ્રહ્માજીને કહેછે કે આ સત્ય વાક્ય નીશ્ચે માનવાયોગ્યછે.૨૮

## શ્લોક.

अंगुलीनांपृथक्रेखा, गण्यतेत्रितयंपृथक् ॥
रेखाद्वादशकंसौख्यं, धनधान्यप्रदायकं ॥२९॥

અર્થ—જે માણસના હાથની દસે આંગળીઓના વચ્ચેના કાપા જેને આપણા લોક વેઢા કહેછે, તે તમામને ગણવા; ને તેને પછી ત્રણે ભાગવા; ભાગાકાર અગીઆર કે બાર આવે તો, જાણવું કે વધો ધનવાન, ગુણવાન, સુખી થવાનું લક્ષણ છે તે, તે ચિન્હથી સ્પષ્ટ જણાય છે. ॥ ૨૯ ॥

## શ્લોક.

अंगुलीनांपृथक्रेखा, गमनेचेत्त्रयोदश ॥
महादुःखंमहाक्लेशं, सामुद्रवचनंयथा ॥३०॥

અર્થ—જે માણસના હાથની દસે આંગળીઓની વચ્ચેના

તમામ વેઢા ગણી જોઈયે ને તેને ત્રણે ભાગીએ ભાગાકાર તેર આવેતો, જાણવું કે તે દુઃખી, રોગી, વ્યાધી, કળેશવાળો, ધનહીન વગેરે થઇ અત્યંત દુઃખ ભોગવે. એવું ક્ષીર સમુદ્રવાશી શ્રી નારાયણનું વચન છે. ॥ ૩૦ ॥

## श्लोक.

रेखापंचदशेचौरः, षोडशेद्यूतवंचकः ॥

पापीसप्तदशेज्ञेयो, धर्म्मात्माष्टादशेभवेत ॥३१॥

અર્થ—જે માણસના હાથની દસે આંગળીઓ વચ્ચેના તમામ વેઢા ગણી જોઈ તેને ત્રણે ભાગતા ભાગાકાર ૧૫ આવે તો, જાણવું કે તે માણસ વડો ચોર થશે. કદી ૧૬ આવેતો ઠગ, ધુતારો, જુગારી વીગરે નઠારા કામ કરનારનું લક્ષણ છે. કદી ૧૭ આવેતો વડો પાપી, પાપ કર્મિયોના સંગમાં રહી જીવે ત્યાંહાં સુધી ઘણા પ્રકારના અપજશ મેળવશે. કદી ૧૮ આવેતો તે માણસ ન્હાના પ્રકારનાં સુખ, ભોગવશે. ધર્મિષ્ટ થશે, ભાગ્યવાન, માનવાન થઈ લોકમાં પ્રસિદ્ધ થશે. ॥ ૩૧ ॥

## श्लोक.

ऊनविंशेभवेन्मान्यो, गुणज्ञोलोकपूजितः

तपश्वीविंशतोज्ञेयो, महात्माचैकविंशके ॥३२॥

અર્થ—જે માણસની બંને હાથની દસે આંગળીઓની વચ્ચેના તમામ વેઢા ગણી, તેને ત્રણે ભાગીયે ને ભાગાકાર ૧૯ આવેતો, જાણવું કે તે આબરૂદાર, ગુણવાન, બુદ્ધિવાન

થશે, લોકમાં મોટું સન્માન પામશે; કદી ભાગાકાર ૨૦ આવે તો જાણવું કે, વડો તપસ્વી જોગી થશે; ૨૧ આવેતો વડો જ્ઞાની, મહાત્મા, શ્રેષ્ટ, લાયક, માનવાન, ને વડો તેજસ્વી થઈ સંસારમાં વીખ્યાત થશે; ને જીવશે ત્યાંહાં સુધી કશા પ્રકારનું દુઃખ નહીં પડે. ॥ ૩૨ ॥

## दोहा.

લક્ષણ રેખા કર્મકી, અંગુળી માહ વીચાર;
ચાર ચાર ગન લીજિયે, જાનો સુખકી સાર. ૧
આઠ એક બતીસહૈ, લક્ષણ જાનો સોઈ;
સુખ દુઃખ એ જગ આઈ કે, ભોગ કરે સબ કોઈ. ૨
જ્યા કે હાથ એકત્રીસહૈ, નહીં હોવે બત્રીસ;
સો પ્રાણી દુઃખી રહે, કર્મ ન જાને ઈશ. ૩
જ્યાકે હાથ તેત્રીસહૈ, ગનતી હોય છત્રીસ;
અંન ધન લક્ષ્મી સંપ્રદા, કર્મ તે જાને ઈશ. ૪

## चोपाइ.

એક ચક્રવા ચાહ બખાને, દુઈ ચક્ર ગુણવંત બહુ જાને;
તીન ચક્રવા નીજયધન હોવે, ચારી ચક્ર સો દરીદ્ર જન જોવે
પાચ ચક્ર સર્વાંગ બીલાસા, છઠા ચક્ર રસ કામ હુલાસા.
સાત ચક્ર બહુ સુખકો સાજા, આઠ ચક્ર રોગી તન કુંજા;
નવ ચક્રસો રાજા કરે, દસ ચક્ર તે શિધ પગુ ધરે.

### અથ શંખ વીચાર.

એક શંખ નર સુખી કરાઈ, દ્વિતિય શંખ દારિદ્ર કે ભાઈ;
તૃતિય શંખસે નિર્ગુણ બખાને, ચારો શંખતે ગુણ બહુ જાને;
પાંચ શંખતે નિર્ધન હોઈ, છઠા શંખ જાને સબ કોઈ.

### દોહા.

સાત આદી અંત દસ, એતને શંખજો હોઈ;
રાજા કહીએ દાસકો, ચલે નિશાન બજાઈ.

### અથ શીપકા બિચાર, ચોપાઈ.

એક શીપ ગુણવંત જન હોવે, દુઈ શીપ વક્તા જગ મોહોવે;
તૃય શીપ ધન સંગ્રહ કરે, ચાર શીપ જસ ગુણ બહુ ધરે.

### દોહા.

ચ્યારે શીપતે અધિકજો, દશ પર્યંત યદિ હોય;
રીદ્ધિ સિદ્ધસો સુખ કરે, મહા પુરૂષ જગ જોય.

### ચોપાઈ.

પહુંચે રેખા એક યદિ હોવે, રાજ્ય ભોગ સુખસે જગ જોવે;
રેખા પહુંચે દુઈ યદિ જાનો, વક્તા ગુની ધનવંત બખાનો.
તીન રેખા પહુંચે જયૌં દેખો, મહા સુખી કર્તાજગ લેખો;
ચારિ રેખા પહુંચેકે ભાઈ, બડે કષ્ટ દુઃખી જગ જાઈ.

### દોહા.

કરતલ રેખા જાંહી વસે, પરે મુષ્ટિ કે માંહી;
મહા ભોગી યહ જાનીયે, એહ લક્ષણછે જાંહી.
રીદ્ધિ સિદ્ધિ દાતા સુખી, વહ જાનો સબ કોઈ;
મુષ્ટિ બીચ રેખા સબે, રહે સો રાજા હોઈ.
જાકે વામે તીલ વસે, મહા દુઃખી કે ખાની;
નિશ દિન ચીંતામાં રહે, કહે સામુદ્ર બખાની.

### અથ નખકે બિચાર.

અરૂણો નખ જો પુરૂષકો, ભોગી સુખકી ખાન;
પુત્રવાન ધનવાન ગૃહ, ઔર હોય સન્માન.

નખ કાળો જો પુરૂપકો, વાકે હોય કુશીલ;
મહા દુઃખી સો જાનીયે, સબસે રહે દુદીલ.
શ્વેતો નખ જો પુરૂષકો, વડો દુઃખી વહ હોઈ;
જર પીડ્યા વ્યાપે સદા, સુખી ન હોવે સોઈ.
પીત વર્ણ નખ પુરૂષકો, સો પરદેશ કરાઇ;
ન ઘર બહારમાં રહે, ચીંતાકો બસ હોઈ.
લાલનયન નખ પુરૂપકો, તેજવંતસો હોઈ;
મહા સુખીસો જાનીયે, સુભ લક્ષણ સબ કોઈ.
નખ હરી તજો પુરૂષકો, સો પાપી જીવ જાની;
સદા દુઃખી વહ જાનીયે, કહે સામુદ્ર બખાની.

## અથ હસ્તકે બીચાર.

યા નરકે કર દેખીયે, કુણાકારસો હોઈ;
ધન સંગ્રહ ભોગી સુખી, વહ જાનો સબ કોઈ.
યા નરકો કર દેખીયે, પત્રાકારસો હોય;
રાજ ભોગસો નર કરે, યહ જાનો સબ કોય.
યા નરકો કર દેખીયે, મંડળાકારસો હોય;
નિત્ય સુસ્રામીસો કરે, બહ જાનો સબ કોય.

## અથ ભુજાકો બિચાર.

લંબી ભુજા બિચિત્ર નર, છોટો ભુજકો દાસ;
હોય સુશીળ સોહાવનો, નહિ સ્તુતિયો પ્રકાશ.
લંબી ભુજાનો દાહીનો, સુરૂમાં વડો સુજાન;
વાવે ભુજા લંબી રહે, મહા કાયર પહચાબ.

ઇતીશ્રી શીવગૌરી સંવાદે તંત્ર સામુદ્રે હસ્ત રેખા સુભા સુભ ફળં.

## અથ લલાટ વર્ણમ્.

### श्लोक.

ऊन्नतैर्विपुलैःशंखै, र्ललाटैर्विषमैस्तथा ॥
निर्द्धनोधनवंतश्च, अर्द्धेंदुसद्दशैनरः ॥३३॥

અર્થ—જે માણસનું કપાળ ઊંચું હોય, અને તે ઊચાણ ઉપર તે માણસના કપાળમાં ઝીણા ઝીણા શંખના આકાર જેવાં ચીન્હ હોય, અથવા કપાળના વચમાં પણ નહી નીચી બાજુ તરફ એટલે આંખ ઉપરની ભમરોના થડમાં હોય, અથવા કપાળ ઉપર અર્ધ ચંદ્રાકાર જેવી રેખા હોય, તો તે માણસનો જન્મ નિર્ધનના વંશમાં હોય ખરો; પરંતુ ઘણો ધનવાન ને સુખી થાવ, અને સંસારમાં ઘણો માનવાન (આબરૂદાર) થાય. ॥ ૩૩ ॥

### श्लोक.

आचार्याशुक्तिविशालैः, शिरालैःपापकारिणः
उन्नताभिःशिराभिस्तु, स्वस्तिकाभिर्द्धनेश्वर ॥३४।

અર્થ—જે માણસના કપાળ ઉપર સુકીકા (છીપ) ના આકાર જેવી નાડી થઈ ગઈ હોય, તો તે માણસ આચાર્ય સાધુ, અતીત, વૈરાગી વગેરેનો વેશ કરી લોકોમાં વંચક ભકત થઈને રહેશે; પરંતુ પાપ કર્મ કરવાને તેને પ્રીતી હશે. કદી લલાટ ઉપર કમળનાં પુષ્પના જેવા આકાર હોય તો સર્વ ગ્રહસ્થો કરતાં તે શ્રેષ્ટ થઈ લોકમાં પ્રખ્યાત થશે. ॥૩૪॥

## श्लोक.

निम्नैर्ललाटैर्वद्धार्हः क्रूरकर्मरतस्तथा ॥

संवृतैश्चललाटैस्तु, कृपणाउन्नतैर्नृपाः

અર્થ—જે માણસના કપાળની મધ્યમાં ખાડ હોય અને આશપાશ ઊંચાણ હોય, તો તે માણસ વધ કરવાને જોગ છે, કદી નીચા કપાળવાળો પ્રાણી જીવેતો જીવન પર્યંત દુષ્ટ કર્મ, ક્રૂરસ્વભાવ, પાપક બુદ્ધિ વાળો થઈ લોકમાં અપજશ મેળવનાર થશે, અને જે માણસનું કપાળ નાનું હશે તો તે કપીણ (કંજુસ) થશે કદી ઊંચુ કપાળ હોયતો રાજા થવાનું ચીન્હ છે. ॥ ૩૫ ॥

## श्लोक.

ललाटोपसृतास्ति, स्त्रीरेखास्युःशतवर्षिणं ॥

नृपत्षंस्याच्चसत, भिरायुःपंचनवस्रथा ॥३६॥

અર્થ—જે માણસનાં કપાળ ઉપર ત્રણ રેખાઓ સ્પષ્ટ જણાતી હોય, તો તે માણસનો આવરેદા ૧૦૦ વરશનો હોય. કદી કપાળ ઉપર ચાર રેખાઓ હોયતો રાજામાં શ્રેષ્ટ હોય, કદી કપાળ ઉપર પાંચ રેખાઓ પ્રત્યક્ષ હોય, તો તે માણસનો આવરેદા ૯૫ વર્ષનો હોય. ॥ ૩૬ ॥

## श्लोक.

अरेखेणायुर्नवति, त्रिच्छिन्नाभिश्चपुंश्चलाः ॥

केशांतोपगताभिश्च, अशित्यायुर्नरोभवेत् ॥३७॥

અર્થ—જે માણસના કપાળ ઉપર એકે રેખા ન હોયતો તેનો આવરદા ૯૦ વર્ષનો જાણવો, કદી લલાટ ઉપર ઘણી રેખાઓ શેળભેળ થઈ ગઈ હોય તો જાણવું કે તે માણસ પરસ્ત્રી લંપટ, પરધન ચોરી લેવાનો મનમાં સદા વિચાર કરનાર છે. કદી કોઇ રેખા કપાળની છેક ઉપર વાળના થડમાં હોયતો તે માણસનો આવરદા ૮૦ વર્ષનો છે એમ સમજવું ને તે સંસારમાં સુખ પુર્વક દીવસ ગુજારી દેહ ત્યાગ કરશે.૩૭

## श्लोक.

पंचभिःपंचभिःषड्भिः, पंचाशद्बहुभिःस्तथा ॥

चत्वारिंशच्चवक्राभि, स्त्रिंशभ्रुःलग्नगामिभिः॥३८॥

અર્થ—જે માણસના કપાળ ઉપર પાંચ પાંચ દસ દસ રેખા શેળભેળ થઈ ગયેલી હોય, કદી અગીયાર રેખા હોક, કદી છ રેખા હોય, અથવા ઘણી રેખાઓ હોય અને ગણવામાં ઠીક પડતી ન હોય તો, તેથી કરીને તે માણસનો આવરદા ૪૦ વર્ષનો હોય તેવું એ રેખાઓ ઉપરથી માલુમ પડે છે. કદી કપાળમાં ઊંચા નીચી હોય અને ફક્ત એક રેખા આંખ ઉપરની ભ્રકુટી (ભમર)ના થડમાં હોય તો એમ સમજવું કે તે માણસનો આવરદા ૩૦ વર્ષનો છે. ॥ ૩૮ ॥

## श्लोक.

त्रिंशतिर्वामवक्राभि, रायुःक्षुद्राभिरल्पकं ॥

नपृथग्वालेंदुनिने, भ्रवौचाल्पललाटके ॥३९॥

અર્થ—જે માણસના કપાળમાં ડાબી બાજુ તરફ રેખાઓ વીશેશ હોય અથવા ન્હાની ન્હાની રેખાઓ હોય, તો તે ઉપરથી એવું માલમ પડેછે કે તેનો આવરદા ૨૦ વર્ષનો છે. કદી ભ્રકુટી (ભમર) ઉપરની રેખા મોટી થઇને તેનો આકાર બીજના ચંદ્રમા સરખો થયો હોયતો તે માણસનો પરિપુરણ આવરદા ૧૨૦ વર્ષનો હોય તેવું એ ઉપરથી માલમ પડે છે. કદી ભ્રુકુટી ઉપરની રેખાનો આકાર બીજના ચંદ્રમા સરખો ન હોય અથવા મોટી રેખા પણ ન હોય અને ઝીણી રેખા હોય, તો તે માણસનો આવરદા અલ્પ છે એવું તે રેખા ઉપરથી સમજવું. ॥ ૩૯ ॥

## શ્લોક.

शुभमर्द्धेंदुसस्थान, मत्युच्चंस्यादलोमशं ॥

नृपतीनांभवेचिन्ह, ललाटेशुभदर्शनं ॥४०॥

અર્થ—જે માણસના કપાળ મધ્યે ભ્રુકુટી ઉપર એક રેખા અર્ધ ચંદ્રાકાર જેવી ઉંચી હોય અથવા લેલાટ ઉંચું હોય અથવા એક રેખા રોમ રહીત એટલે કપાળમાં ઝીણા ઝીણા વાળ ઉગેલા ન હોય અને સ્પષ્ટ સાફ માલમ પડતી હોય અથવાભ્રકુટીમાં કપાળના ઝીણા વાળ મળી ગયેલા ન હોય તો, વડો રાજા થઈ એશ આરામથી સુખ ભોગવે એવું તે ચીન્હ ઉપરથી જણાય છે.

ઈતીશ્રી મારૂડે લલાટ શુભા શુભ વર્ણનમ્. ॥ ૪૦ ॥

---

અથ નાશીકા કંઠ લક્ષણમ્.

## श्लोक.

वसंवेतसपत्राभागे, जरोमोच्चनासिक: ॥

विकट:कुटिलाकारो, लम्बगलस्तथाशुभ: ॥४१॥

અર્થ—જે સ્ત્રીને વાંસના પાંદડા જેવું અથવા પાંદડા જેવું નાક ઊંચુ હોય અથવા હાથીના રૂંવાટા જેવા વાળ તેના નાક ઉપર હોય અથવા તેનું ગળુ ઘણું ઊંચુ હોય, તો તે ચીન્હ સ્ત્રીના સરીરમાં અશુભછે. એવી આ ચીન્હ ઉપરથી સુચના થાયછે. ૪૧

## श्लोक.

कक्षाअश्वत्थदलाश्रेष्टा, सुगंधिर्युर्द्वरोमिका ॥

अन्यथार्थविहीनानाम: सौनि:स्वस्यचारके ॥४२॥

અર્થ—જે સ્ત્રીને અથવા પુરૂષને પીપળાના પાંદડાના આકાર જેવી કાખ હોય, તો તેનું ફળ શ્રેષ્ટ છે. કદી કાખમાં સુગંધ વાસ હોય અને ઊંચે જોતાં વાળ પ્રત્યક્ષ હોય તો તેનું ફળ શ્રેષ્ટ સુખદાયક છે કદી પીપળાના પાંદડા જેવી કાખ ન હોય અને તેમાં સુગંધ પણ ન હોય અને વાળપણ ન હોયતો એ કાખમાં દરીદ્રતાનું ફળ માલમ પડેછે. ૪૨

---

## પુનર્ભુજા લક્ષણં.

### श्लोक.

निर्मांसौचैवभग्न्याल्यौ, श्लिष्टौचाविपुलौभुजौ ॥
अजानुलंविनंवाहू, वृतौपीनानृपेश्वरे ॥४३

અર્થ—જે માણસના હાથ ઉપર માંસ થોડું દીસતું હોય અને લંબાઇમાં જાસ્તી હોય તો તેનું ફળ સુખદાયકછે. કદાપી કોઇ માણસના હાથ ઘુંટણ સુધી લાંબા હોય તો તે માણસ રાજાના જેટલું સુખ ભોગવે અને દુનીયાની અંદર પ્રખ્યાત ગણાય. ૪૩

### श्लोक.

निःश्वानारोमशौह्रस्वौ, भुजौदारिद्रदायकौ ॥
अरोमसौतुसुखीनौ, श्रेष्टौकारिकरप्रभो ॥४४॥

અર્થ—જે માણસના હાથ ઉપર બહુ વાળ હોય અને હાથ ટુંકા હોય તો તે દુઃખ દાલીદ્ર વીગરે ભોગવે. અને જે માણસનો હાથીની સુંઢ જેવો હાથ લાંબો હોય અને તે ઉપર વાળ થોડા હોય તો તે માણસ સુખી થાય એવું આ ગ્રન્થ ઉપરથી માલુમ પડેછે. ઇતી ભુજા લક્ષણં ૪૪

---

## અથ મુખ વર્ણન.

### श्लोक.

आरक्तावधरोश्रेष्टौ, मांसलंवर्तुलंसुखं ॥

कुंदपुष्पसमादंता, भाषितंकोकिलासमं ॥४५॥

અર્થ—જે માણસના મૂછના નીચેના હોઠ રક્તવરણ (લાલ) રંગનો હોય, તો તેનું ફળ શ્રેષ્ટછે તેમજ હોઠ ઉપર માંસ વીશેશ હોય અને વરતુળાકાર મુખ ગોળ હોય તો તેનું ફળ પણ શ્રેષ્ટછે. જે માણસના દાંત શ્વેતવર્ણ (ધોળા) હોય તો તેનું ફળ પણ શ્રેષ્ટછે. જે માણસનો સ્વર કોકીલાના જેવો હોય, તો તે પણ સુખી થવાની નીશાનીછે. ૪૫

---

## અથ હસ્તપદ નાના ચિન્હ દર્શન.

## श्लोक.

बाजीकुंजरश्रीवृक्ष, युपेषुयवतोमेरै: ॥

ध्वजचामरमालाभि:, शैलकुंडलबेदिभि: ॥४६॥

અર્થ—જે પ્રાણીના હાથ મધ્યે અથવા પગ મધ્યે સ્ત્રીના ડાબા હાથ અથવા પગમા; પુરૂષના બંનેમાં નીચે લખેલાં ચીન્હ હોયતો તેનું ફળ શ્રેષ્ટછે.

ઘોડાનું ચીન્હ, હસ્તીનું ચીન્હ, કલ્પવૃક્ષનું ચીન્હ, સ્થંભનું જેવું ચીન્હ, જવનું ચીન્હ, હથીઆરનું ચીન્હ, ધ્વજાનું ચીન્હ, માળાનું ચીન્હ, પર્વતનું ચીન્હ, કુંડળનું ચીન્હ, એ વીગરે ચીન્હ જે માણસના હાથ અથવા પગમાં હોય, તો તે માણસ ચક્રવર્તી રાજાના જેટલું સુખ ભોગવે એમ સામુદ્રીક શાસ્ત્ર કહેછે. ૪૬

## श्लोक.

शंखातपत्रपद्मेश्च, मत्स्यस्वस्तिकसद्रथैः ॥

लक्षणैरंकुसाद्येश्च, स्त्रिय स्युःराजवल्लभाः ॥४७॥

અર્થ—જે માણસના હાથ અથવા પગમાં શંખ, છત્ર, કમળનું પુષ્પ, મતસ્ય, ધ્વજા, ઉત્તમરથ, અંકુશ એટલાં લક્ષણ કદી હોય, તો તે પુરૂષ રાજાના જેવું સુખ ભોગવે અને સ્ત્રી રાણીનું સુખ ભોગવે. સ્ત્રીનો પગ અથવા હાથ ડાબો જોવો. પ્રાણીયોનાં લક્ષણ જોવાને માટે બ્રહ્માજીએ એ આ રેખ હાથ પગમાં કાઢી મુક્યાંછે. ૪૭

## श्लोक.

निगुढमणिबंधौच, पद्मगर्भोपमौकरौ ॥

निनिम्नंनोन्नतंस्त्रीणां, भवेत्करतलंशुभं ॥४८॥

અર્થ—જે માણસના હાથપગ મોટા હોય તથા મણીબંધ નામ પહોંચા મોટા હોય, અને માંસથી ભરેલા હોય તો તે માણસ સાધારણ સુખ ભોગવે. કદાપી કમળના પુષ્પના આકાર જેવા જેનો હાથ હોય તો તે રાજસમાન સુખ ભોગવે. ૪૮

## श्लोक.

रेखायामणिबंधो, त्सागतामध्यंगुलीकरे ॥

गतापाणीतलेयाच, योर्ध्वपादतलेस्थिता. ॥४९॥

અર્થ—જે માણસના હાથના પુંચાના જડ મુળમાંથી

એક રેખા નીકળીને ઉપર થઇને વચલી આંગળીના મુળને મળે, તો તે રેખાનું નામ ઉર્ધ્વરેખા એ ઉર્ધ્વરેખા જે માણસના હાથમાં અથવા પગમાં હોય, તો તે માણસ ન્હાના પ્રકારના સુખ ભોગવશે એવું સામુદ્રીક શાસ્ત્ર કહેછે. ૪૯

## श्लोक.

कनिष्टामुलरेखातु, कुर्याच्चैवशतायुषम् ॥

अनामिकामध्यमाभ्या, मंत्राल्लग्नतासती ॥५०॥

અર્થ—જે માણસની ટચલી આંગળીના થડમાં એક ન્હાની રેખા હોય તો તે રેખાથી એવું માલમ પડેછે કે તે માણસનો આવરદા ૧૦૦ વર્ષનો હોય; અને એવીજ રેખા ટચલી આંગળીના જોડની અથવા વચલી આંગળીના જડ મૂળમાં હોય અને નીચેની તરફ વળેલી હોય, તો તે રેખાવાળો પ્રાણી સ્ત્રી હોયતો પ્રતીવરતા હોય, અને પુરૂષ હોય તો ધર્મશીળ, સત્યવાદી, સુખી, ધનવાન અને લોકમાં પ્રશીદ્ધ હોય. ૫૦

## श्लोक.

उनाउनायषंकुर्यात्, रेखाचांगुष्टमूमगा ॥

वृहत्य:पुत्रास्तन्यस्ता, प्रमदापारिकीर्तिता ॥५१॥

અર્થ—જેમાણસના અંગુઠાની નીચે નાની નાની રેખાઓ શેળભેળ થઇ ગઇ હોય તો તે માણસનો આવરદા થોડો હોય. કદાપી અંગુઠાના મુળ તળે પુર્ણ રેખાઓ હોય તો આવરદા પણ પુર્ણ હોય, અંગુઠાના મુળ તળે જેટલી રે-

ઓ હોય તેમાં મોટી મોટી હોય તેટલા પુત્ર ઉત્તપન થવાની નીશાની તથા નાહાની નાહાની હોય તો તે પુત્રીઓ થવાની નીશાનીછે. ૫૧

## શ્લોક.

इदंसामुद्रिकंशास्त्रं, विष्णुनापरिभाषितंः ॥

श्रुत्वाधृत्वापठित्वाच, शोकानजहातिपंडिता ॥५२॥

શ્રી મહાદેવજી શ્રી પારવતીજી ભગવતીને કહેછે કે હે પ્રીય ગીરીરાજ નંદની આ સામુદ્રીક શાસ્ત્રમાં શ્રી કૃષ્ણ ભગવાને શ્રી બ્રહ્માજીને કહ્યુંછે કે જે પ્રાણી સામુદ્રીક શાસ્ત્ર સાંભળે અથવા ભણે અથવા ભણાવે, તો તે પ્રાણી બુદ્ધિમાન પંડીત થઇને સંસારની વચ્ચેની આવી પડેલી ચીંતાનો ત્યાગ કરશે. સુખી થશે. ઇતીશ્રી તંત્ર સામુદ્રીક સંપુર્ણ.



# સુકનાવળી.

આ દેશી લોકોને કજીઆણા કામનું શું થશે તેવી ધારણાઓ બહુ ઉપજેછે. તે ધારણા વીશે મનનું સમાધાન કરવાને સુકનાવળી વીગેરે જોવરાવવાની ઘણી હોશ હોયછે તે સારૂ આ ગ્રંથનો શોધ કરી પ્રસિધ કર્યોછે.

એ ગ્રંથ જોવાની સમજ એવી છે કે પ્રથમ મનમાં જે કામ કરવાનું હોય તે ચીંતવવું અને પછી આને લગત સંખ્યાના આંકડા છે તે આંકડામાંથી ગમે તે ત્રણ આંકડાની રકમનું એક ખાતુ અગર ઓકડીના ખાનામાં નુંધેલી છે તે રકમ ધારી રાખવી. એ દરેક રકમનું વર્ણન આગળ લખેલું છે. માટે તે રકમનું મથાળું શોધી કાઢી તે નીચે લખેલી હકીકત વાંચી જોવી, એ હકીકત એ માણસે ઇછેલા કામને અંગે સમજવી એવો આ ગ્રંથનો મહિમા છે.

---

નંબર ૧.

| | | | |
|---|---|---|---|
| ૧૧૧ | ૧૧૨ | ૧૧૩ | ૧૧૪ |
| ૧૩૧ | ૧૩૨ | ૧૩૩ | ૧૩૪ |
| ૨૧૧ | ૨૧૨ | ૨૧૩ | ૨૧૪ |
| ૨૩૧ | ૨૩૨ | ૨૩૩ | ૨૩૪ |
| ૩૧૧ | ૩૧૨ | ૩૧૩ | ૩૧૪ |
| ૩૩૧ | ૩૩૨ | ૩૩૩ | ૩૩૪ |
| ૪૧૧ | ૪૧૨ | ૪૧૩ | ૪૧૪ |
| ૪૩૧ | ૪૩૨ | ૪૩૩ | ૪૩૪ |

**નંબર ૨.**

| | | | |
|---|---|---|---|
| ૧૨૧ | ૧૨૨ | ૧૨૩ | ૧૨૪ |
| ૧૪૧ | ૧૪૨ | ૧૪૩ | ૧૪૪ |
| ૨૨૧ | ૨૨૨ | ૨૨૩ | ૨૨૪ |
| ૨૪૧ | ૨૪૨ | ૨૪૩ | ૨૪૪ |
| ૩૨૧ | ૩૨૨ | ૩૨૩ | ૩૨૪ |
| ૩૪૧ | ૩૪૨ | ૩૪૩ | ૩૪૪ |
| ૪૨૧ | ૪૨૨ | ૪૨૩ | ૪૨૪ |
| ૪૪૧ | ૪૪૨ | ૪૪૩ | ૪૪૪ |

**૧૧૧**

એ સુકન ઘણા શ્રીકાર છે, તમોને જે કામની ચંતા છે, તેમાં સુખ પામશો, ઝઘડામાં જીતશો, વેપાર રોજગારે ચાલશે. વેપાર દેવામાં લાભ હોશે. તુજને દીવશ રૂડા આવ્યા છે. મનના મનોરથ ફળશે એની નીશાની તારી જમણી જાંગે તલછે. ૧



**૧૨૧**

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા મધ્યમ છે, બીજું કામ વિચારજો, એ કામ થશે નહીં. મનમાં તુજને ઘણી ચંતા છે, મનમાં ઘણું વીમાસે છે. દિન તુજને ઘણા સામાન્ય છે. શનીશ્વરની પુજા કીધે લાભ હોશે, મનમાં ચંતા છે, તે મટશે. શની દેવતા પ્રસન હોશે એની નિશાની તારા ઘરની સ્ત્રી જુઠું બોલે છે. ૨



૧૧૩

એ શુકનનું ફળ સાંભળો. તુજને લાભ હોવે. અર્થનો લાભ હોવે. દશની ચીંતા છે તે મટશે. પુત્રનું સુખ ઉપજે. તારા દિન મધ્યમ હતા તે ગયા, હવે તુજને દીવશ રૂડા આવેછે તેનો મનમાં વિશ્વાસ રાખજે. માતા અંબાજીનું વચન છે. ઇની નિશાની તારી જમણી કુખે તલ છે. ૩



૧૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડાછે કુળની વૃદ્ધિ હોશે. મંગળીક હોશે. ગામ લાભ, અર્થલાભ, લક્ષલાભ હોશે, કાંઇક સગપણ હોશે. મીત્રનો મેળાપ હોવે;આજથી માસ ત્રણ ઘણા રૂડાછે. ગુરૂ દેવતાની પુજા કરજે. જેથી મનના મનોરથ ફળશે. માતા બહુચરાજીનું વચન છે. ઇનો નિશાની તારી સ્ત્રીની પીઠે તલ છે. ૪



૧૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે જે કામ ધારો તેમાં લાભ ઉપજે. કુળ દેવતાની પુજા કીજે મનના મનોરથ હોવે. તુજને લાભ હોશે. સજ્જનમાં મેળાપ હોવે. જે વસ્તુથી મેળાપ વિચારોછો તે મેળાપ હોશે, ઘણો લાભ હોશે વેદના ચંતા મટીને સુખ ઉપજે. લક્ષ્મી માતાજીનું વચનછે. ઇની નિશાની તારી જમણી જાંગે તલછે ૫



૧૨૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા લાભના છે.

કાંઇ બીજા વેપારમાં લાભ હોશે. રાજાથી સનમાન હ શે, પરગામ પરદેશથી લાભ હોશે. માસ ૧ માં તુજને મોટી ખુશાલી હોશે પણ કોઈનો વિશ્વાસ મત કરજે. માતા બ્રમાણીનું વચન છે, ઇની નિશાની તારે ને તારી સ્રીને ઘણી પ્રિતિ છે. ૬



૧૨૩

એ શુકનનું ફળ સાંભળો. એ સુકન ઘણા મંગળીકના છે માટે શુભ હોશે. કુટુંબની વૃદ્ધિ હોશે, સ્રીનો લાભ હોશે, સજ્જનથી મેળાપ હોશે, પરદેશ તરફની એક મોટી ખુશાલી ઉપજે. તારા દલમાં એક ચંતા છે તે દીન ૨૭ માં મટશે. સંધાં કામ હોશે, શત્રુનો નાશ હોશે, પુત્રનું સુખ થશે, તને ગુપ્ત ચંતા છે. તે મટશે. તુજને દીવસ રૂડા આવ્યા છે. માતા માહાકાળીનું વચન છે. ઇની નિશાની તું ઘરમાં કકળાટ કરયા પછે મનમાં પાછો તાપ કરે છે. ૭



૧૨૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મંગળીકનાછે. ભાઇથી મેળાપ હોશે, સીગ્ર કામ સંધાં હોશે, વેપારમાં લાભ હોશે; જે મનમાં ચંતા છે તે મટશે, પુત્રનો લાભ હોવે, ચાતુર ફળ હોવે, રાજાથી સન્માન હોવે, મન માંહેલી ચંતા જલદી મટશે, કુળ દેવતાની ભક્તિ કીજે, ગુરૂને દાન આપે, લાભ હોશે, અને કામ સંધાં હોશે. માતા રૂદ્રાણીનું વચન છે. ઇનો નિશાની જે તીન દીનમાં તેં એક કામ ગુપ્ત કીધુંછે.



૧૩૧

એ શુકનનું ફળ સાંભળો એ શુકન ઘણા શોભના છે, કુટુંબની વૃદ્ધિ હોશે, જે વસ્તુ ગઇ છે તે પાછી આવશે, જેથી પ્રિત તુટી છે તેથી મેળાપ હોશે, પુત્રનું તથા સ્ત્રીનું સુખ હોશે, જે એક કામ વિચારોછો તે વિચારજો; પણ તું ઉતાવળ મત કરજે, એ કામમાં તુજને મોટી ખુશાલી હોશે. તું મંગળનું વ્રત કરેછે તે કરજે. માતા માહાકાળીનું વચન છે, ઇની નિશાની તારે ઘરાગ બેઠાની ચંતા ઘણીછે. ૯



૧૩૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ફતેના છે, જે કામનો વિચાર કરોછો તે કામ રૂડી રીતે વેહેલું થશે, સ્ત્રીનો મેળાપ હોશે, સજ્જનથી પ્રિત રેહેશે, મનમાં એક ગુપ્ત ચંતા છે તે એક સ્ત્રીથી મળશે, સંતોશ રાખજે પુત્રલાભ, ધનલાભ, પુર્વ દીશાએથી એક હોશે, ગયું મન પાછું આવશે, ગરેહની પુજા કરજે. મનના મનોરથ ફળશે, સીઘ્ર હોશે. માતા કળાકાનુ વચન છે. ઇની નીશાની તારી ઇંદ્રી ઉપર જમણે પાસે તલછે. ૧૦



૧૩૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા મધ્યમ છે મનમાં ચંતા આપે, ધનનો નાશ હોવે, શરીરે કષ્ટ ઉપજે, મનમાં ચીતવ્યો કામ તે નીશ્ફળ હોવે, તારી સ્ત્રીનેશરીરે કષ્ટ ઉપજે, પાછળ વીમાસણ હોવે, હનુમાનજીનું વચન છે

ઇની નિશાની તારે નજીક એક ઝાડ છે. ૧૧

—✿—

૧૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં દુશ્મનથી જીતશે, રાજા તથા કોઈ મોટા આદમીથી લાભ હોશે, દક્ષણ દિશાંથી તથા પુરવ દીશાથી લાભ હોશે, તારા ભુંડા ગ્રહે હતા તે ગયા હવે દીન ઘણા રૂડા આવ્યાછે. કુળ દેવતાની પુજા કરજે જેથી શત્રુનો નાશ થશે. માતા તુળજાનું વચન છે. ઇની નિશાની તારી જમણી ભુજાએ તલછે. ૧૨

—✿—

૧૪૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને વેપારમાં તથા માલમાં ઘણા લાભ હોશે, વિહવા તથા પુત્રનો લાભ હોશે, શત્રુ તુજને પગે નમશે. માસ એકમાં તુજને ધનની રૂડી ખુશાલી ઉપજશે, મનમાં આનંદ હોવે, જગન્નાથજીનું વચન છે, ઇની નીશાની તારે તારી સ્ત્રીશું લડાઇ થઈછે.૧૩

—✿—

૧૪૨

એ શુકનનું ફળ સાંભળો. મંગળીકનાં વાજા વાજશે, ધન લાભ હોવે, ભાઇથી પ્રિત વધે, મનની ચીંતા મટે, કુટુંબ-ની વ્રદ્ધિ હોવે, સજ્જનથી મેળાપ હોવે, એ વાતમાં સંતોશ રાખજે. જેજે વસ્તુમાં ટોટો હશે તેમાં લાભ હોવે, હાથમાંથી વસ્તુ ગઈછે, તે પાછી હાથમાં આવે, રાજાથી સન્માન હોવે, મનના મનોરથ સીઘ્ર હોશે. માતા ભૈરવીનું વચન

છે. ઈની નીશાનિ તારે કોઈથી લેણું નથી. ૧૪

૧૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી કાર્ય સીગ્ર હોશે, ભવાનીની પુજા કરજે. મંગળીક કાર્ય ઉપજશે. કન્યા લાભ તા. લક્ષ્મી લાભ હોશે. તારા દલની ચંતા છે તે મટશે;પણ એક શત્રુ તારો છે તે તુજને દગો કરવા ફરે છે તેનો ભરૂસો મત કરજે. એકવાર આગે પણ દગો કરેચો છે તે માટે સાવધાન રેહેજે. માતા માહાકાળીનું વચન છે. ઈની નીશાની તારી ઈંદ્રી ઉપર તલછે. ૧૫



૧૪૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ધર્મના છે. સંપત મળશે. મનના મનોરથ ફળશે. એટલે તુજને ધન મળશે, ચંતા કષ્ટ મટશે, મનની ચીંતા દુર હોશે, કુળ દેવતા સામુ જોશે, હવે ગ્રહે તુજને રૂડા આવ્યાછે. તું મંગળની પુજા કરજે શત્રુ ટળશે. માતા ભદ્રકાળીનું વચન છે. ઈની નિશાની તારે મિત્રથી મેળાપ નથી. ૧૬



૨૧૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે. તે જે મોટો કામ ધારચો છે તે સિગ્ર હોશે, ધર્મનો બળ તુજને મોટોછે. હવે તુજને સુખ ઘણો હોશે, મિત્રનો, ભાઈનો મેળાપ હોશે, વેપારમાં નફો હોશે, પુત્રનો લાભ હોશે, તું

શનીશ્વરની પુજા કરજે જેથી તને સુખ હોશે. માતા તોતળાજીનું વચનછે. ઈની નિશાની તારે તારો સ્ત્રીથી સદા કલેશ રેહેછે. ૧૭



૨૧૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી મંગળીકનાં વાજા વાજે, ઘરને વિશે લાભ હોશે, મિત્રથી મેળાપ હોશે, પુત્ર લાભ ધનલાભ ઘણો પ્રાપ્ત હોશે, ચાતુર ફળ લાભ ઘણો હોશે. તું પરદેશે જવાનું કરેછે તથા પરદેશ પરગામના કામની ચંતાછે તે કુળ દેવતાની પુજા કરેથી મટશે, શત્રુ દુર હોશે, જગનાથનું વચન છે. ઇની નિશાની તારા ઘરની સ્ત્રી ઘણી જોરાવર છે. ૧૮

---

૨૧૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા દલની ચંતા છે તે મટશે, તને ધનનો લાભ હોશે, મનમાં ખુશાલી રાખજે માસ ૧ માં તારૂં કામ સીઘ્ર હોશે, ભાઇનો સંજોગ હોશે, કુટુંબનું સુખ ઉપજે શરીરે શાતા રેહે, ઊંચી પદવી પામશે. તારો એક શત્રુ છે તેનો નાશ હોશે, તુજને દીન ઘણા રૂડા આવ્યા છે. તું ગુરૂની પુજા કરજે. તારૂં કામ શીઘ્ર હોશે, માતા ખોડીઆળનું વચન છે. ઇનો નિશાની તારા ઘરમાં તારા વડાઉઆનું ધન છે. ૧૯



૨૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને ઘણો લાભ

હોશે, જે વસ્તુ હાથમાંથી ગઈ છે તે પાછી આવશે. વળી તુજને દુરથી એક મોટો લાભ હોશે, મનમાં એક ગુપ્ત ચંતા છે તે પણ મટશે. ધન લાભ હોશે, પુરવ દીશાથી એક લાભ હોશે, તારો એક શત્રુ છે તેનો વિશ્વાસ મત કરજે. કુળદેવતાની પુજા કીજે. ગરેહનું દાન દીજે, તેથી ભલું હોશે, માતા આશાપુરીનું વચન છે. ઇની નિશાની તારે એક મોટી ઘાત ગઈ છે. ૨૦



૨૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં તુજને ત્રણ વરશ થયાં સુખ નથી તે હવે તુજને ત્રણ વરશ સુધી માહા સુખ રેહેશે, તારા દલમાંની મોટી ચંતા છે તે જશે, તારુ નશીબ ચંચળ છે, દુઃખ હતાં તે ગયાં ને હવે મંગળીક હોશે, મનના મનોરથ ફળશે, તારે હાથેથી એક વસ્તુ પડી ગઈછે તે પાછી તારે હાથ આવશે અને સુખ ઘણું હોશે. માતા ગાતરેશીનું વચન છે ઇની નિશાની તારે પાણીની મોટી ઘાત ગઈ. ૨૧



૨૨૨

એ શુકનનું ફળ સાંભળો: એ શુકન ઘણા મધ્યમ છે. મિત્રથી વિરોધ ઊપજે, શત્રુથી મીળાપ હોવે, શજ્જનથી કળેશ ઉપજે, જે કામની મનમાં ચંતા છે તે કામ મોટું છે તે હોવું મુશકેલ છે, ધનની હાણ ઉપજે; ગુપ્ત ચિંતા મનની મટે નહીં, તું શનીનું દાન કરજે તેથી તુજને કાંઇક શાંતી હોશે. માતા જળદેવીનું વચન છે. ઇની નિશાની તારી જમણી ભુ-

જાએ તલછે. ૨૨



૨૨૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનું ફળ મધ્યમ છે, ક્લેશ ઉપજે. જે કામ વિચારોછો તે ઘણું ભુંડું છે, કરીશ તો, લોકમાં નિંદા હોશે. ભાઈથી ક્લેશ ઉપજે, વેપારમાં ટોટો આવે. માટે ઓર કામ વિચારજે, એ કામમાં નિંદાછે. તું શનીશ્વરનું દાન કરજે, માતા હીંગળાજનું વચન છે. ઇની નિશાની તું રાત્રે સુપનામાં જંટાઝાળ દેખેછે. ૨૩



૨૨૪

એ શુકનનું ફળ સાંભળો. તુજને સ્રીની ચંતા ઘણી છે. તે પંડે ક્લેશ ઘણો કરે છે; પણ હવે તું ખાતર જમે રાખજે જે, હવે તારેભલું હોશે. તારા ભુંડા દીન હતા તે ગયા હવે તારા દીન રૂડા આવ્યા છે. દેવ તથા ગુરૂની ભક્તિ કીજે તેથી કામ સીઘ્ર હોશે. ગુરૂને દાને લાભ હોશે, શીતાજીનું વચન છે. ઇની નિશાની તારી ડાબી બાજુ ઉપર તલ છે. ૨૪



૨૩૧

એ શુકનનું ફળ સાંભળો. મંગળીકનાં વાજંત્ર વાજે, બેટાનો લાભ હોવે, શત્રુ પગે નમશે, ધનનો લાભ હોવે, કુળદેવતાની પુજા કરજે. જગન્નાથનું વચન છે. ઇની નિશાની તારે માથે ઘરનો ભાર છે. ૨૫



૨૩૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનું ફળ મધ્યમ છે. તે કાર્ય ભુંડો વિચાર્યો છે. તે કામ થશે નહીં, મનમાં ભય ઉપજે, એ કામ કર્યાથી હાણ ઉપજે, શરીરે કષ્ટી ઉપજે કુટુંબથી કલેશ ઉપજે, સ્ત્રીથી કલેશ ઉપજે માટે કાંઈક ધર્મ કીજે તેથી સુખ ઉપજે. તું રાહુનું દાન કરજે જેથી સુખ હોશે. હનુમાનજીનું વચન છે. ઇની નિશાની તું દેહીએ પસ્તાવો કરછે. ૨૬



૨૩૩

એ શુકનનું ફળ સાંભળો. તુજને મન ચીંતવો કાર્ય ઉપજશે, તે સીધ્રને પામશે. પણ પર કાર્યની ચિંતા છે તે મનમાં તું અનારથ વિચારે છે, માટે કામ કરે તે વિચારીને કરજે. તથાપી ઓર કામ કીજે, તેમાં લાભ હોવે, કુળદેવતાની પુજા કીજે તે થકી તારો કાર્ય સીધ્ર હોશે. તું મંગળનું વ્રત કરજે, માતા અંબાજીનું વચન છે. ઇની નિશાની તારા દજને વિષે ફીકર રેહેછે. ૨૭



૨૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારો કાર્ય શીઘ્ર હોશે. કુટુંબનો કલેશ મટશે. ગુપ્તની વારતા કોઈ આગળ કેહેજે મત. તારા ભુંડા દીન હતા તે ગયા ને તારે રૂડા દીન આવ્યા છે. તુજને ધન લાભ હોશે, સાદ્ધ્ય ફળ હોશે, દુઃખ મટે, જસ વાધે, ઈષ્ટદેવની ભક્તિ કરજે. ઇની નિશાની તારા દીલને વિષે ગુપ્ત ચિંતાછે. ૨૮



૨૪૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી લાભ હોશે, વિહિવાહની તથા સ્ત્રીની ચંતા છે તે મટશે. અને એક પરદેશ અગર પરગામ જવાની ચંતા છે તે મટશે. સ્થાનકની વૃધ્ધી હોશે. એક મનુંષ્યની તારે પ્રિત તુટી છે તેની પાછી પ્રિત હોશે. એક તારી જાતનો તારી અદેખાઈ કરેછે તે દુર હોશે. તું હનુમાનની પુજા કરજે. તારા દલમાં તેં જે કામ ધાર્યું છે તે કામ ફતે હોશે. માતા જળદેવીનું વચન છે ધની નિશાની તારી સ્ત્રીને પેટે તલ છે. ૨૯



૨૪૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને બમણો લાભ થશે, મનના મનોરથ ફળશે, ચીંતવી વસ્તુ પામશો, જે આદમીથી મનમાં લાભ ચાહાય છે તે આદમીથી લાભ હોશે, તારા દુશ્મનની ખરાબી હોશે ને તારૂં ભલું થશે. તું શનીશ્વરની પુજા કરજે જેથી તારૂં ધારૂ કામ હોશે. માત બ્રમાણીનું વચન છે. ધની નિશાની તારી જમણી ભુજાએ તલ છે. ૩૦



૨૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી શરીરે રૂડુ રેહેશે, હવે તુજને દીવસ સુખના આવ્યાછે, મનના મનોરથ ફળશે, ધન લાભ હોશે, કલેશ મટશે, એક અકરમાત અણચીંતો તુજને મોટો લાભ હોશે, પુત્રનું સુખ થશે, દુશ્મનનો નાશ હોશે. તું મંગળની પુજા કરજે, જેથી તારા મનગમી ફળ

હોશે. માતા કાળકાનું વચન છે. ઇની નિશાની તારી જમ-
ણી કુખે તલછે. ૩૧

---

૨૪૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે, તારૂં કામ સિધ હોશે, તુજને દીન ઘણા ઉચાટના જાયછે, પણ મનમાં સંતોશ રાખજે. નાદાન તારૂ કામ સીગ્ર હોશે, એક આદમી તારૂં કામ બગાડે છે તેનો વિશ્વાસ મત કરજે, ને પુત્રનો તા. સ્ત્રીનું સુખ હોશે. તું શનીનું વ્રત કરજેતેથી તારૂં ધારયું કામ સિધ હોશે. માતા શીતાજીનું વચન છે. ઈની નિશાની તારી ઈંદરી ઉપર તલછે. ૩૨

---

૩૧૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે. તુજને ઘરની તથા ધનને વીશે ચંતા છે તથા કાંઇક પરગામ જવાની ચંતાછે તે વેદના ચંતા મટશે; પણ તારા કુળ દેવતાની પુજા કરજે, ગ્રહેની પુજા કરજે જેથી મનના મનોરથ ફળશે. તારો શતરૂ છે તે ટળશે. રાજાની તરફથી લાભ હોશે. માતા તાંતળાનું વચન છે. ઇની નિશાની તારી સ્ત્રી ઘણું રીસાળ છે. ૩૩

---

૩૧૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી મનના મનોરથ ફળશે, ધનનો લાભ હોશે, કુટુંબની વૃધ્ધિ હોશે, શરીરની

કટી મટશે ઘણા દીવસની ચીંતા છે તથા રોગછે તે મટશે મનમાં ખુશી રાખજે, વેપારમાં લાભ હોશે, જે કામ ધારયુછે તે શિઘ્ર હોશે, તું માતા ભવાનીની પુજા કરજે તેથી તારૂં કામ શિઘ્ર હોસે. માતા લક્ષ્મીજીનું વચન છે. ઇની નિશાની તારે સ્રીથી ઘણી પ્રિતી રેહેછે. ૩૪

---

### ૩૧૩

આ શુકનનું ફળ સાંભળો એ શુકનથી ધનની ચંતા છે પણ તારો સ્વભાવ ઘણો હઠીલો છે તેથી તારા દુશ્મન ઘણાછે મિત્ર પણ શતરૂછે પણ તારૂં ભલું થાયછે. પણ એ કામ તું કરીશ તો પછી વીમાશણ ઘણી થસે માટે ઓર કામ વિચારજે, તેમાં સુખ હોશે, તું ગીરેહની પુજા કરજે તેથી સુખ હોશે. તારી ગુમની ચંતા મટશે, ભલુ હોશે. માતા ખોડીયાળનું વચન છે ઇનો નિશાની તું રાત્રે જંજાળ દેખેછે. ૩૫

---

### ૩૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથીકલ્પના, મંગળીકની વારતા થશે. ધન લાભ હોશે, સર્વો કાર્ય શિઘ્ર હોશે, મનમાં ઘણો સંતોશ રાખજે, તુ મનનો ધરમીષ્ટ છે માટે મનમાં તું ચંતા રાખજે મત; તું પર કાર્ય કરેછે તેમાં તારે જસ ઘણો છે ને તેથી હવે તારૂં ભલું હોશે. તુ મંગળની પુજા કરજે તે થકી તારો જસ વાધશે, કામ શિઘ્ર હોશે. માતા ગતરેશીનું વચન છે. ઇની નિશાની તારા ધરમાં એક જગે ગુમ ધનછે. ૩૬



૩૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મધ્યમછે, તારા મનમાં ચંતા ઘણી છે, સિદ્ધ કીધે વાંકું થશે ને કામ સિદ્ધિ ન થાય. ઓર કામ ચીંતવજો એ કામ કરીશ તો અવજસ. કલેશની ઘણી હાંની થશે. માસ એક સુધી તુજને ચંતા છે. રાજાની તરફથી કોઇકિ ચંતા ઉપજે માટે કામ વિચારી કોજે તેથી લાભ હોશે તું હનુમાનની પુજા કરજે. ગીરેહનો દાનદીજે, તેથી તારૂ ભલું હોશે, માતા માહાકાળીનું વચન છે. ઇની નિશાની તારે કોઈથી લેણું નથી. ૩૭



૩૨૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને લાભ હોશે તારા મનની ચંતા છે તે મટશે, તુજને ભાઈથી તથા મિત્રથી ઘણી ખુશાલી હોશે, શરીરે શંતોષ હોશે, ધન લાભ તથા વેપાર વિશે સત્તા હોશે. રાજાથી ખુશીનો લાભ હોશે, ઊત્તમ ફળની પ્રાપ્તિ હોશે, સ્ત્રી પાસેથી લાભ સુખ હોશે. તું કુળદેવતાની પુજા કરજે માતા વાલવઠાનું વચન છે. ઇની નિશાની તારે માથે પર્વના ભાર છે. ૩૮.



૩૨૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને જસ લાભ હોશે, દુઃખ સર્વે મટશે, શત્રુનો નાશ હોશે, શજનથી મેળાપ હોશે, સઉ ગીરેહ શંતોશના આવેછે. દલની ચંતા મટશે, સ્ત્રી પુત્રથી સુખ ઉપજે, ચીંતવ્યો મોટો લાભ હોવે. પુર્વ

તથા ઉત્તરથી એક લાભ હોવે. તું ગોરેહની પુજા કરજે તેથી તારૂં ધારેલું કામ સીગ્ર હોશે. માતા કલ્યાણીનું વચન છે. ઇની નિશાની તારે વાનસુકનો સ્વાર વેહે છે. ૩૯



૩૨૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન સફળીકના છે, એતી તથા બીજા વેપારમાં લાભ છે. ઝઘડેથી તે વેપાર હોશે, પણ તેમાં સંપત મળશે, મન ચિંતવ્યો કાર્ય શિગ્ર હોશે, કોઈ કામમાં તને ગુપ્ત ચિંતા છે તે મટશે. શત્રુ પગે લાગશે, આપણા કુળદેવતાની પુજા કીજે ભૈરવ દેવનું વચન છે. ઇની નિશાની તારા દલને ગુપ્ત ફીકર છે. ૪૦



૩૩૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મંગળીકના છે, મન કામના શિગ્ર હોશે, કુટુંબલાભ હોશે, ધન લાભ હોશે, લક્ષ્મી લાભ હોશે, કુળદેવતાની પુજા કીજે એ કામ ભલું થશે; વેપારમાં લાભ હોશે, મનમાં સંતોષ રાખજે. તું મનથી ધર્મી છે તેથી તારૂં કામ શિગ્ર હોશે, પણ તું મંગળની પુજા કરજે. તેથી તેં કામ ધાર્યો છે તે શિગ્ર હોશે, માતા લોકાઈનું વચન છે. ઇની નિશાની તારી જમણી ભુજાએ તલ છે. ૪૧

---

૩૩૨

એ શુકનનું ફળ સાંભળો. તેં જે કાર્ય ચિંતવ્યો છે તે થશે નહી, ઓર કામ વિચારજો; તું જને ગીરેહ દીશા ભુંડી છે,

મિત્રછે તે શત્રુ થાય છે. એ ત્રણ વરસ થએ તુજને ઉચાટ છે. તું મનનો ભોળોછે. ધીરજ કીધે ભલું થશે, તું રાહુની પુજા કરજે. તેથી તારૂં કામ શિઘ્ર હોશે, માતા વેરાહીનું વચન છે. ઇની નિશાની તારી છાતીએ તલ છે. ૪૨

---

૩૩૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તું મનમાં ચિંતવે છે તે તારૂં કામ રૂડું થશે, તેં મનમાં ચિંતવ્યો છે તે કાર્યમાં લાભ હોશે, તું ચીંતા મત કરજે, તારે ભલા આદમીથી પ્રિત વધે. તારે સ્ત્રી પુત્રનું સુખ ઉપજે, કુળદેવતાની પુજા કરજે. તારે એક ગુપ્ત ચંતાછે તે મટશે. માતા માહાકાળીનું વચન છે. ઇનિ નિશાની તારી જાંગે તલછે. ૪૩

---

૩૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તને લાભ હોશે, મનના મનોરથ ફળશે, અણચિંતવ્યો લાભ હોશે, તારો ગયો વેહેપાર હાથ આવશે, મિત્ર બંધવાથી લાભ હોશે, તારે દુઃખછે તે જશે ને ઘણું સુખ થશે. તેં એક ચીતમાં ભલુ કામ ધારચુંછે તે કામથી તને લાભ થશે, પુત્રનો લાભ હોશે, દુસ્મન દુર હોશે, શરીરે શાતા હોશે, ચાતુરફળ લાભ હોશે, તું ભવાનીની પુજા કરજે, તારૂં કામ સીઘ્ર હોશે, માતા ખેત્રપાળનું વચનછે. ૪૪

---

૩૪૧

એ શુકનનું ફળ સાંભળો. તુજને ઘણા દીનની ચીંતાછે તે મટશે, અને ભલું થશે. તું મનમાં ચીંતા મત કરજે.

તને સુખ હોશે, હવે લાભ હોશે, સજ્જનથી પ્રિત વધે, તારે મન શુભ ચીંતા છે તે મટશે, પુત્રનું સુખ થશે, તું હનુમાનની પુજા કરજે. તારે શની દાને લાભ હોશે. કાળભૈરવનું વચનછે. ઈની નીશાની તારે સળથી લેહેણું સમાનછે. ૪૫

---

૩૪૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં તુજને કોઇક જીવની ચીંતાછે તે મટશે, તુજને ઘણો ધનનો લાભ હોશે મનની ચીંતા છે તે મટશે, જે વસ્તુ હાથમાંથી ગઇ તે પાછી હાથ આવે, જેથી પ્રિત તુટી હોય તેથી મિલાપ હોવે, અણચીંતવી એક ખુશાલી ઉપજે, પણ તું ગીરેહની પુજા કરજે તેથી તારૂં ભલું હોશે. માતા ખોડીયાળનું વચનછે. ઇની નિશાની તારી ઈંદરી ઉપર તલછે. ૪૬

---

૩૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મધ્યમ છે. ચારમાં તુજને જસ સમાનછે. તુજને ઘણા દીવસની ચંતાછે, મનમાં કલેશ રેહેછે, તારા હાથમાંથી વસ્તુ ગઈછે તે આવવાની હો હાલછે પણ ધરમ કીજે ગીરેહની પુજા કીજે, નહી તો કુડો હશે. ઇની નીશાની તારે એક જગેથી પ્રિત તુટીછે તે મીલાપ હોશે, શત્રનો નાશ હોશે. હનુમાનનું વચન છે. ઇની નિશાની તારા પાડોશમાં સવાતો નથી. ૪૭



૩૪૪

આ શુકનનું ફળ સાંભળો. મંગળીકનાં વાજા વાજે. ઘણો

લાભ થશે, ભાઇથી પ્રિત વધશે, મનની ચીંતા મટશે, કુટં-બની વૃદ્ધિ થશે સજ્જનથી મીલાપ થશે, એ વસ્તુમાં સંતોશ રાખજે જે વસ્તમાં તું કુશળ ધારે છે તે વસ્ત મધે લાભ થશે, જે હાથથી વસ્ત ગઇછે તે વસ્ત પાછો હાથ આવે. સજ્જનથી આદરમાન હોવે, મનના મનોરથ સિધ્ધ થશે, મંગળની પુજા કીજે, ગુપ્ત વારતા ધારી શિઘ્ર હોવે, માતા લક્ષ્મીજીનું વચનછે. ઇની નિશાની તારે કોઇથી લેહેણુંનથી. ૪૮

૪૧૧

એ શુકનનું ફળ સાંભળો. ધણી હાણ હોવે, શરીરે પડા નીપજે, આશા નીષ્ફળ હોવે, હાથમાં આવ્યો ધન જાય, તું ઓર કામ વિચારે તેમાં તારે ભલું હોવે, તે કામમાં ચિંતા રાખે મત, મંગળીક હોશે, ધનનો લાભ હોશે, કલ્પના હશે તે મટશે, મિત્રનો મેળાપ હોશે, મંગળની પુજા કરજે. તેથી તારૂં દુઃખ જશે. માતા ખેત્રપાલનીનું વચન છે. ઇની નિ-શાની તારી જમણી ભુજા ઉપર તલ છે. ૪૯

૪૧૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા ચીતમાંથી પુત્રની સુખ સંબંધીની ચિંતા છે, કાંઇક ધનની પણ હાણ થઇ છે, ઝધડો પણ છે તે સર્વે મટશે. તારી ચિંતા થોડે દી. વશે મટશે, મિત્રમાં મેળાપ હોશે, તું કાંઇક વીલમ કરજે તેથી તારૂં ભલું હોશે, પણ તું હનુમાનની સેવના કરે જેથી તારૂં કામ શિઘ્ર હોશે. જગન્નનાથનું વચન છે. ઇની નિશાની તારે મિત્રથી લેહેણું નથી. ૫૦

૪૧૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને ધનની ચીંતા છે તે મટશે, પાંડે દુઃખછે તે વામશે, રાજાથી સન્માન હોશે, પરગામ પરદેશથી એક ખુશાલી હોશે, તુજને સ્ત્રીની ચંતાની ચતાછે તે મટશે. તારી ગઈ વસ્તુ છે તે પાછી હાથ આવે મનના ગનોરથ શિગ્ર હોશે, તું ગંરિહની પુજા કરજે તેથી તારૂ કામ શિગ્ર હોશે, હનુમાનનું વચનછે. ૫૧



૪૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનું ફળ મધ્યમ છે. કુડુ ભાસેછે, પ્રથમ ચીંતા ઉપજે, પછે ખુશાલી હોય; ગુપ્તની ચંતાછે તે માસ એકમાં મટશે, ધન લાભ હોશે, શરીરે સુખ ઉપજે મનના મનોરથ ફળશે, તું મંગળની પુજા કરજે, તેથી તારૂં ધારયું કામ શિગ્ર હોશે. માતા શીતાજીનું વચનછે. ઇની નિશાની તારી છાતીએ તલછે. ૫૨

---

૪૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનાં ફળ તુંજને લાભનાંછે, મિત્રનો મેળાપ હોશે, સ્ત્રીની ચીંતા મટશે, હવે તુજને ધન લાભ હોશે, તારે ભલું થશે, ગંરિહની પુજા કરજે જેથી સુખ ઉપજે શનીસ્વરનું વચનછે. ઈની નિશાની તારા શરીરમાં ગુપ્ત રોગછે. ૫૩

---

૪૨૨

એ શુકનનું ફળ સાંભળો. તુજને ત્રણ વર્ષ થયાં શરીરમાં

સુખ નથી, ધન હાણ, પુત્ર હાણ તથા તને સ્ત્રીનું દુઃખ છે, તે હવે તું વિચારી કામ કરજે, હવે તું કોઇનો વિશ્વાસ કરીશ નહિ, તારૂં નાણું કીધાથી ભલું થશે, તું કુળદેવતાની પુજા કરજે તેથી ભલું થશે, જગત માતાનું વચનછે. ઇની નિશાની તારે ધનનો લાભ થશે. ૫૪

---

૪૨૩

આ શુકનનું ફળ સાંભળો. તારો અર્થ સદાય મળશે, સજ્જનનો મીળાપ હોશે, ભલું ઓખદ ખાદે જીવનો રોગ જાશે, ધાર્યા કામમાં સિદ્ધિ હોય, આપણા કુળદેવતાની પુજા કીજે તેથી દલ ખુશ હોવે બાલાજીનું વચન છે. ઇની નિશાની તારા પેટ ઉપર તલ છે. ૫૫

---

૪૨૪

આ શુકનનું ફળ સાંભળો. આ શુકનથી ઘણા દીનની ચંતા છે, તેં કાર્ય મોટો ધાર્યો છે; પણ વિલમ કીધેથી કાર્ય સારો સિદ્ધિ થશે, ઉતાવળ મત કરજે, ઉતાવળ કીધેથી કાર્ય બગડશે, મનમાં ખાતર જમે રાખજે, નીદાન તુજને ખુશાલી હોશે, આપણા કુળદેવતાની પુજા કીજે, ભૈરવનું વચન છે. ઇની નિશાની તારે ઘરનું સુખ સામાન્ય છે. ૫૬

---

૪૩૧

આ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા મનના મનોરથ ફળશે; તુજને થાનકની ચિંતા છે તે મટશે, ભાઇનો

મળાપ હોશે, તારા દુઃખના દિન હતા તે ગયા હવે મંગળીક હોશે. દીસા ધનની પ્રાપ્તિ હોશે, સ્ત્રી પુત્રનો સુખ હોશે, તું ગીરેહની પુજા કરજે તેથી મોટું મંગળીક હોશે. માતા અંબાજીનું વચન છે. ઇની નિશાની તારી સ્ત્રી જુઠાળ છે. ૫૭

૪૩૨

આ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી ચિંતા, દ્વેશ, દુઃખ મટશે, મોટા મંગળીક હોશે, વીહીવા તથા પુત્રનો લાભ હોશે, પરગામ પરદેશની ચિંતા છે તે મટશે, પરગામ જવાનું કરે છે તેમાં ઘણો લાભ ખુશાલી થશે. તું હનુંમાનની પુજા કરજે, તેથી તારૂં શર્વે કામ શિગ્ર હોશે, માતા આશાપુરીનું વચન છે ઇની નિશાની તું સપનામાં સ્ત્રી દેખે છે. ૫૮

૪૩૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને ધન લાભ હોશે, મિત્રથી મિળાપ હોશે, તુજને વેહેલી ખુશાલી હોશે, શત્રનો ક્ષય હોશે; પુત્ર સ્ત્રીનું સુખ હોશે, તું મનનો ઘણો ધર્મીછે તેથી તારૂં ભલું હોશે, પણ તું મંગળની પુજા કરજે, તેથી તારૂં કામ શિગ્ર હોશે. માતા અનપુરણાનું વચન છે. ઇની નિશાની તારી જમણી ભુજાએ તલ છે ૫૯.

૪૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા મનના મનોરથ ફળશે, તું મનમાં વિચારે છે તે વિચારની મનમાં ખુ·

ખાલી રાખજે, તારા ગુરૂદેવતાના પ્રસાદથી મનના મનોરથ ફળશે, પણ તું ગોરેહની પુજા કરજે. તારી શુભ ચંતા છે તે મટશે, માતા કાળકાનું વચન છે. ઇની નિશાની તારે એક શુભ ચિંતા છે. ૬૦

---

૪૪૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં ભાઇને પીડા હોવે, કલેશ ઉપજે, દલને સંકટ હોવે, અંગે પીડા ઉપજે, કુજને ગોરેહ હમણાં મધ્યમ છે. પાંચ રાત ધીરજ કરજે, પછે કામ કરજે. કામ હવે શુભ શકળ છે, હાથથી વસ્તુ ગઇ છે તે ઘણી મુશકેલીથી આવે પણ તું ગોરેહની પુજા કરજે તેથી તારૂં કામ સિગ્ર હોશે. માતા લોકાઇનું વચન છે, ઇની નિશાની તારે પેટે તલ છે. ૬૧

---

૪૪૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન હેમના છે. તારૂં કામ ધર્મથી શિગ્ર હોશે, પણ કામનો અંત્ય ન લીજે, તો કામ શિગ્ર હોશે, અંત્ય લીધે કામ નીરફળ થાશે, ધનની હાણ હુઇ છે. તું ઓર કામ વીચારજે તેમાં તારૂ ઘણું રૂડું થશે, તું ગોરેહનું દાન કરજે, આપણા કુળદેવતાની પુજા કરજે, તેથી કામ શિગ્ર હોશે, માતા બેહેરાઇનું વચન છે. ઇની નિશાની તારા શરીરે સુખ નથી. ૬૨

---

૪૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી ધારેલું કામ નહી

થાય, ધનની હાણ પણ હોવે, માંહો માંહીમાં વિરોધ ઉપજે, જીવની એક મોટી ઘાત છે તે માટે તું સાવધાન રેહેજે, એ-કામ કરશો તો કાંઇક લાભ હોશે તે માટે તું વિચારી કામ કરજે. ગીરેહની પુજા કરજે તેથી કષ્ટ ટળશે. માતા લોકાઇનું વચન છે. ઇની નિશાની તારી ઇંદ્રી ઉપર તલ છે. ૬૩

---

## ૪૪૪

એ શુકનનું ફળ સાંભળો. જે કામ તમે વિચારોછો તે સિગ્ર થશે, ધનલાભ હોશે, સ્ત્રીનું સુખ ઉપજે, પુત્રનો લાભ હોવે, ગઈ વસ્તુ હોય તે પાછી હાથ આવે. એકદીન, એક પક્ષ, એક માસ. એક વરસ તુજને સારૂં છે. શત્રુ પગે લાગશે, વેહેવારમાં લાભ હોશે, રાજાથી સન્માન હોશે, તું મનમાં ચંતા ઘણી મત રાખજે, આપણા કુળદેવતાની પુજા કીજે, તેથી કામ શિગ્ર હોશે. માતા અંબાજીનું વચન છે. ઇની નિશાની તારી ઇંદ્રી ઉપર તલ છે. ૬૪



# જાહેર ખબર.



નીચે સહી કરનાર નમ્રતા પૂર્વક જાહેર કરેછે કે આ ચોપડી તથા સરકારી અંગ્રેજી સ્કુલોમાં ચાલતી અંગ્રેજી તથા ગુજરાતી ચોપડીઓના અરથ તથા તરજુમાઓ તથા ડીક્સનેરીઓ અને મુંબાઇનાં છાપેલાં પુસ્તક, સંસ્કૃત, હીંદુસ્તાં-ની, ગુજરાતી તથા નાટકી જૈનધરમનાં તથા વૈષ્ણવધરમનાં તથા વારતાઓ, કાયદાઓ તથા કીસાઓ તથા વૈદકનાં પુસ્તકો વીગેરે બીજી ઘણી જાતનાં પુસ્તકો અમારી પાસેથી સરસ છાપ ને સસતી કીમતે મળશે માટે સાંમટી લેવી હોય તેમણે પોષ્ટપેટ કાગળ લખી ખુલાસો કરવો નાટપેટ કાગળ લીધામાં આવશે નહી

સહી

બુકસેલર. જગજીવન દલપતરામ ઠે. ત્રણ દરવાજાના મેદાનમાં બાલેટનની હવેલી નીચે પુસ્તક ખાનું.

અમદાવાદ.

લી. પટેલ. હરગોવનદાસ હરજીવનદાસ પુસ્તકવાળા ઠા. શાપુર વનમાળી વાંકાની પોળ.

